श्री गणेशाय नमः

# अथ श्री एकलिंगाष्टक.

अगणित गुण सिंधुं, पार्वती प्राणनाथं
स्फटिक सदृश देहं, भालचंद्रार्द्ध शालं ॥
करधृत जपमालं, कंठ नीलांक शोभं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ १

**અર્થ**—ગણી શકાય નહિં એવા ગુણુ સાગર, પાર્વતીના પ્રાણુનાથ સ્ફટિકમણી સરખા ગૌર દેહવાળા લલાટમાં અર્ધચંદ્રકારે શોભતા હાથમાં જપ માળા ધારણુ કરેલી કંઠમાં લીલા ચિન્હથી શોભતા ગણુપતીને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

हरि चिंतवन जातैः, सेवि पादार विंदं
बलिसुत पुरपालं, भक्त वत्सलय धारं ॥
सुरनर मुनि पुंजं, रीक्षित ध्यान मूर्त्ति
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ २

**અર્થ**—વનમાં ઉત્પન્ન થએલા પુષ્પોથકી જેના ચરણારવિંદની શેવા થાય છે. બલિના પુત્ર બાણાસુરના નગરનું રક્ષણુ કરનાર, ભક્ત ઉપર અત્યંત પ્રેમ રાખનાર, દેવમુનિઓના સમુદાયે દ્રષ્ટિવડે ધ્યાન ... ર્ત્તિ. ...ણુપતિને ઉત્પન્ન કરતા એકલિંગજીની સ્તુતિ કરૂંછું.

... नारं, दक्ष विध्वं सकारं
...र, योगिध्ये याघ्रि युग्मं ॥
...तकीर्त्ति, नाम ...

**અર્થ**—પારવનાના પાપીયોને તારનાર, દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ કરનાર, મુનિયોના ભયને હરનાર, યોગિયોએ ધ્યાન કરવા યોગ્ય છે, ચરણારવિંદ જેમના, બ્રહ્મદેવ જેમની નિત્ય કીર્ત્તિ ગાયા કરે છે, જેમનું નામ સંસાર તારક છે, એવા ગણપતિને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

**दशमुख रिपु मित्रं, कालकालं करालं**
**प्रचुर बल मनोज्ञा, मर्दितारं निमेषात् ॥**
**जगदवन समर्थं, व्याघ्रचर्मोद धानं**
**गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ४**

**અર્થ**—રાવણના શત્રુ રામચંદ્રજીના મિત્ર, કાળના કાળ વિકાળ મન થકી ઉત્પન્ન થયેલા, અત્યંત કામ ક્રોધાદિકને ક્ષણ માત્રમાં નાશ કરનાર, જગતનું રક્ષણ કરવાને સમર્થ, વ્યાઘ્રચર્મને ધારણ કરનાર, ગણપતિને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું

**त्रिपुर भय विभिता, भूमि संत्राण दक्षं**
**नगवर हिम वज्ञां, वाम भागे जुषाणं ॥**
**शबशयन विहारं, प्रस्फुरं द्रुढ मालं**
**गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ५**

**અર્થ**—ત્રણપુરને ભય આપનારા, ત્રિપુરાસુરનો નાશ કરનાર, પૃથ્વીનું રક્ષણ કરવાને દક્ષ, પર્વતોમાં શ્રેષ્ટ હિમાલયથી ઉત્પન્ન થયેલાં, પારવતીને પોતાની ડાબી બાજુએ બેસારનારા, [illegible] આનંદ કરનાર, ઘણી શોભાયમાન રૂદ્રાક્ષની [illegible]
[illegible]નિને ઉત્પન્ન કરનાર એકલિંગજીની
[illegible]લે, **ज्ञानमुद्रो पवि**

श्रवण मनन शौंडै, नारदाद्यै परीतं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ६

અર્થ—સર્વ ઝાડોમાં ઉત્તમ (એવા) વડના ઝાડના મૂળ આગળ જ્ઞાનમુદ્રાએ બેઠેલા, સઘળા વેદોમાં (વેદાંગમાં) લક્ષ રાખી બ્રહ્મતત્વ મેળવનારા, સાંભળવાને મનન કરવાને બુદ્ધિમાન નારદાદિક, જેમની ચોતરફ બેઠા છે, ગણપતિને ઉત્પન્ન કરનાર એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

कपिकलु षरीणा, शेष दोषांतकारी
सुरधनि धृतमौलिं, भक्त सेकाभिलाशं ॥
स्फुरित करणनागं, भस्मनोद्भासि देहं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ७

અર્થ—ગંગા મુકટમાં ધારણ કરી છે, ભક્તના અભિષેકનો છે અભિલાપ જે તે, પ્રકાશમાન છે, કાનને વિષે નાગનાં આભુષણ જેને ભસ્મવડે કરીને શોભાયમાન છે અંગ જેમનું એવા ગણપતિને ઉત્પન્ન કરતા એકલિંગજીની સ્તુતિ કરૂંછું.

प्रसरति न हि यस्मिन्वाग्गतिः पंडितानां
यम नियम रतंवा, यं नमो नैव वेत्ति ॥
निज जनवश गत्वं, स्वल्प पूजोपयांतं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ८

અર્થ—જેમની સ્તુતિ કરવામાં પંડિતોની વાણી પણ પોહોચી
વડે કરીને તત્પર એવા જેમને
શકાતુ નથી.

रुद्राष्टकं कृतमिदं, हरतत्परेण
सांब प्रसन्न करणा, य च वाग् विशुद्ध्यै ॥
ये वैश्नवा शिवपरा, श्रपठंति नित्यं
ते यांतिलोक ममलं, विरजं मनुष्याः ॥ ९.

અર્થ—આ (એકલિંગ નામનું) રૂદ્રાષ્ટક શંકરની સ્તુતિ તે વિશે તત્પર એવા પુરૂષે અંબિકા સહવર્ત્તમાન શંકરને પ્રસન્ન કરવાને, અને વાણીની પવીત્રતાને અર્થે કર્યું છે. જે વૈશ્નવો અથવા શિવ ભકતો (આ એકલિંગાષ્ટક) નો નિત્ય પાઠ કરે છે, તે મનુષ્યો નિર્મળ, શોભાયમાન, એવા કૈલાશ લોકને વિષે જાય છે.

---

અગણિત ગુણ સિંધું, પાર્વતી પ્રાણનાથં,
સ્ફટિક સદૃશ દેહં, ભાલ ચંદ્રાર્દ્ધ શાલં;
કર ધ્રૃત જપ માલં, કંઠ નીલાંક શોભં,
ગણપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. 1
હરિ ચિત્તવન જાતંઃ, સેવિ પાદાર વિંદં,
બલિસુત પુર પાલં, ભક્ત વાત્સલ્ય ધારં;
સુરનર મુનિ પુંજૈ, રીક્ષિત ધ્યાન મૂર્ત્તિં,
ગણપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૨
અમિત પતિત તારં, દક્ષ વિધ્વં સકારં,
મુનિ ભય મપ હારં, યોગિધ્યે યાંઘ્રિ યુગ્મં;
વિધિવિત નિત કીર્ત્તિં, નામ ...
...નિકારં, ચૈકલિં...

જગદ્દવન સમર્થં, વ્યાઘ્ર ચર્મા દ ધાનં,
ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૪
ત્રિપુર ભય વિભીતા, ભૂમિ સંત્રાણુ દક્ષં,
નગ વર હિમ વજ્જાં, વામ ભાગે જ્જુપાણું;
શબ શયન વિહારં, પ્રસ્ફુરં દ્રુંઢ માલં,
ગણુપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે. ૫
તરૂવર વટ મૂલે, જ્ઞાન મુદ્રો પવિષ્ટં,
સકલ નિગમ લક્ષ્યં, બ્રહ્મ સંપાદ યં તં;
શ્રવણુ મનન શૌંડે, નાર દાધૈઃ પરીતં,
ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૬
કપિલ કલુ પરીણુા, શેષ દોષાંત કારી,
સુર ધનિ ધ્રત મૌલિં, ભક્ત શેવા બિલાસં;
સ્ફુરિત કરણુ નાગં, ભસ્મ નોદ્દભાસિ દેહં,
ગણુપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે. ૭
પ્રસરતિ ન હિ યસ્મિન્, વાગ્ગતિઃ પંડિતાનાં,
યમ નિયમ રતંવા, યં નમો નૈવ વેત્તિ;
નિજ જન વશ ગત્વં, સ્વલ્પ પૂજ્યે પયાંતં.
ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૮
રૂદ્રાષ્ટકં કૃત મિદં, હરતત્પરેણુ,
સાંબ પ્રસન્ન કરણુા, ય ચ વાગ્ વિશુદ્ધચૈ;
યે વૈશ્નવાઃ શિવપરા. શ્ચપઠંતિ નિત્યં,
મમ ... મનુષ્યઃ. ૯

સમાપ્તં.

## ગીતિ.

હે ગીરિજાના નાથ, સ્તુતિ કરે છે મેવાડા આંહિ;
કૃપા આણીને કરો, જ્ઞાન પ્રકાશ સૌના દીલમાંહી.
એકલિંગ માહાદેવ, કેહેવાય છે મેવાડ તણા વાશી;
જો સેવા કરીએ તો, દુઃખ દાળીદ્ર જાય સર્વે નાશી.
આપ છો મ્હોટા દેવ, વળી પાન કર્યું છે સમદ્રનું વિષ;
જટામાં શોભે ગંગા, પાસે છે એનંદી ભંગી શિષ.
લલાટમાં ત્રિપુંડ, વામાંગે છે પાર્વતિ નારી;
હાથે કંકણ શોભે, સર્વાંગે છે ભસ્મ અતી સારી.

---

ખંજન દ્રગ ગંજન દ્રશ પાહી શંકર,
સ્ફટીક ધવળ કાંતિ પુરીત. (૨) જય ડીગંબર—ખંજન.
પતીત પુનિત જનહુ સુતા, સહ જટાધર.
વિષધર વર નિલકંઠ, ચંદ્ર શેખર;
તવપદ રજ લુબ્ધ સદા સકળ નિર્ઝર.
પાપો, કાપો, આપો, વિમળ મતિ,
અચળ ગતિ, અધિક રતિ, તવપદે હર—ખંજન. ૧
પન્નગ પતિ, નગ દુહિતા, કાન્ત સુંદર,
ત્રંબક પશુ પ્રિય કૈલાશ કંદર;
શુલપાણિ ભર્ગ, ભવ ભવાંતિ ભયહર.
ત્રાતા, નેતા, જેતા, બહુનામી ' ધામી,
જય સ્વામિ, ભસ્મ પંજર-

---

પાયે પડી તુંને અર્જ અમે કરીએ;
હર હર શિવ શિવ, હર હર હર હર.
દુઃખ——કાપ——મોક્ષ——આપ.
જય જય ઉમાપતિ, ગહન છે તારી કૃતિ;
શિર શોભે ગંગા સતિ, કેહેવાઓછો ભોળાપતિ;
વિધવા કીધી નારી રતિ, સર્વાંગે છે ભસ્મ અતિ;
કદી ન છોડાવ ભક્તિ, એટલી છે વિનંતિ.
પાપ——હરો——સુખ——કરો.
મનમાંહી જ્ઞાન કરો, અમતણા દુઃખ હરો;
અર્જ આપ કાને ધરો.
દુઃખ——કાપ——મોક્ષ——આપ. પાયે પડી તુંને.

---

નમું પદે ગિરીજાપતિને. (૨)
ચંદ્ર લલામ સદા પદ તારૂં, એકજ સર્ણું મારૂં,
પ્રેમ ધારી આપ દયા નિધી, સન મતિ દે. નમુ.
ભસ્મ રચાવી અંગ, સોયે ઉમયાજી સંગ,
વાજે તાળ મ્રદંગ, ગાજે સંગિત રંગ;
ડોલે કંઠ ભુજંગ, રૂમક ઝુમક છુમ ટાંડવ કરતા,
મતિ અખંડા નંદ
પ્રેમ ધારી આપ દયા નિધી, સન મતિ દે. નમુ.

---

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧ | ૧૭ | તમારી. | મારી. |
| ૧૭ | ૫ | તમને | મને |
| ૨૦ | ૪ | વિશ્વામિતશ્ચેતિ | વિશ્વામિત્રશ્ચેતિ. |
| ૨૦ | ૫ | આન્યુવાનઃ | આપ્નુવાનઃ |
| ૨૦ | ૭ | બાર્હસ્યત્યેતિ | બાર્હસ્પત્યશ્ચેતિ. |
| ૨૧ | ૨ | બાર્હસ્યત્યોત | બાર્હસ્પત્યેતિ. |
| ૨૧ | ૭ | આન્યુવાનઃ | આપ્નુવાનઃ |
| ૨૨ | ૩ | વાદ્ધિ | વાર્દ્ધિ. |
| ૨૨ | ૭ | બધુલ | બંધુલ. |
| ૨૯ | ૧ | સામલ | સામેલ. |
| ૩૫ | ૫ | (वर्हंम्रुहि) | (वरंम्रुहि) |
| ૪૦ | ૨૨ | કરાવરાવા | કરાવરાવી. |

# ૐ નમઃશિવાયઃ

## પ્રસ્તાવના.

મેવાડા બ્રાહ્મણોની ઉત્પત્તિ તથા તેમની ચાર જ્ઞાતીઓ ક્યારથી ને શા કારણથી થઇ તથા શ્રી ઇષ્ટ એકલિંગજી માહાદેવની મેવાડ દેશમાં શા કારણથી ને કોણે સ્થાપના કરી વીગેરે બાબતની હકીકતનું પુસ્તક શોધ કરી તૈયાર કરી છપાવી બાહાર પાડવા બાબતમાં નાત જાતમાં તથા જગતમાં મોહોટાઇ તથા પંડીતાઇ તથા કવીપણુ બતાવવાના વીચારથી બાહાર પાડયું નથી. પણ જ્યારે માહામુની મનુ તથા પરાશર કૃત સ્મૃતિઓ મારા વાંચવામાં આવી તે વખતે મને વીચાર થયો કે સ્મૃતીઓમાં બ્રાહ્મણોની એકજ જ્ઞાતી બતાવેલી છે ને હાલમાં બ્રાહ્મણોની ચોરાશી જ્ઞાતીઓ છે તેનું કારણ શું ? ને આ ચોરાશી જ્ઞાતીઓ ક્યારથી ને શા કારણથી થઇ ? તે હકીકત જાણવાની મારી ઇચ્છા થવાથી તે બાબતનો મેં શોધ કરવા માંડયો. શોધ કરતાં કરતાં હરીકૃષ્ણ શર્મા નામના પંડીતનું પુસ્તક મને એક સદ્‌ગૃહસ્થ પાસેથી મળ્યું તેમાં ચોરાશી જ્ઞાતીઓના બ્રાહ્મણો ક્યારે ને શી રીતે થયા તે હકીકત વાંચવામાં આવી તેની અંદર મેવાડા બ્રાહ્મણોની ઉત્પત્તિની તથા તેમાંથી ચાર જ્ઞાતીઓ ક્યારે ને શી રીતે થઇ તે હકીકત પણ વાંચવામાં આવ્યાથી તે મેં લખી લીધી. ત્યારબાદ હું સને ૧૮૮૬ ની સાલમાં શ્રીડંકપુર (ડાકોર) ગયો હતો તે વખતે શ્રી રણછોડરાયના મંદીરમાં અવિધા ગામના હરશંકર નામના શાસ્ત્રી મેવાડા પુરાણ વાંચે છે તેવી મને મારા સગા તરફથી ખબર મળવાથી હું તે સાંભળવા ગયો. મેં તે દસબાર દીવસ રહી સાંભળ્યું; તો મેવાડા બ્રાહ્મણોની ચાર જ્ઞાતીઓ ક્યારથી ને શાથી

થઇ તે હકીકત મેં જે હરીકૃષ્ણ શર્માના પુસ્તકમાં વાંચી હતી ને લખી લીધેલી હતી તેના કરતાં વીશેષ હકીકત પ્રમાણ સાથેની તથા હાલમાં ચારે જ્ઞાતીના મેવાડા બ્રાહ્મણોમાં વરને કન્યાદાન આપતા પેહેલા જે જે ક્રીયાઓ થાય છે તેને મળતી હકીકત શાસ્ત્રીજીના મુખથી સાંભળી ને વળી તેની સાથે શ્રી ઇષ્ટ એકલિંગજીનું માહાત્મ્ય સાંભળ્યું. આથી મારૂ મન ઘણું પ્રસન્ન થવાથી આ હકીકત સ્વજાતી બંધુઓની જાણમાં આણુવા માટે બાહાર પાડવાના ઇરાદાથી મેં મેવાડા પુરાણ તથા ઇષ્ટ માહાત્મ્યનું પુસ્તક એ રીતે બે પુસ્તકો શાસ્ત્રીજી પાસે માગ્યા ત્યારે તેમણે આપવાની ના પાડી પણ તેમણે મારી વિનંતી સ્વીકારી મારા ઉપર કૃપા કરી આ બે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ગુજરાતીમાં તમામ હકીકત લખાવી તે મેં લખી લીધી. આથી પણ વધારે હકીકત મેળવવા તજવીજ કરતાં શ્રી એકલિંગજી ઇષ્ટનું બાણ પંચદેવનુંજ સ્વરૂપ છે ને તે પ્રણવ (ૐ) કાર રૂપજ છે તેથીજ એકલિંગજીનું બાણ પંચમુખી છે. તે હકીકત એક માહાત્મા પાસેથી મળી ત્યારપછી એકલિંગજી માહાદેવના બાણની મેવાડમાં પુજા બ્રહ્મચારી શીવાય બીજા કોઇથી એટલે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણથી કેમ થતી નથી તથા મેવાડના નાગદાહ ઉર્ફે મેવાડા બ્રાહ્મણો ગુજરાતના તથા બીજા દેશના મેવાડા બ્રાહ્મણોનો સંસર્ગ શા કારણથી રાખતા નથી તે હકીકત મેવાડના એક વૃદ્ધ બારોટ પાસેથી મળી છે. અગાઉ મેવાડા બ્રાહ્મણો શૂરા સ્વધર્માભીમાની વિદ્વાન પંડીત વીગેરે સદ્ગુણોવાળા હતા તે હકીકત મેવાડના પ્રાચીન પુસ્તકો જે ત્યાંની ભાષામાં લખેલા હતા તેમાંથી શ્રી ભીમનાથમાં રેહેતા એક સ્વામીએ લખાવેલ છે.

આ પુસ્તક શોધ કર્યા પછી મોડુ બાહાર પાડયું તેનું કારણ

એટલુંજ કે મેં જે ઘડીએ આ પુસ્તક બાહાર પાડવા વીચાર કર્યો ને તે હકીકત મેં એક મારા ડાકોરના રહીશ મિત્રને લખેલી તે વાત તેમણે શ્રી ડાકોરમાં મેવાડા હિતવર્ધક નામનું ચોપાનીયું કાઢનાર લસુંદ્રાવાળા સ્વજ્ઞાતી બંધુ ભાઇ ગોવરધનભાઇને વાત કરવા ઉપરથી તેમણે મને કેહેવરાવ્યું કે તમોને જે મેવાડા બ્રાહ્મણો બાબત હ-કીકત મળેલી છે ને તે તમો પુસ્તક તરીકે બાહાર પાડવાના છો તે હાલ બાહાર નહી પાડતાં થોડી થોડી હકીકત ચોપાનીઆમાં આપો તેથી મેં થોડી થોડી હકીકત ચોપાનીઆમાં આપવા માંડી. આ ચોપાનીયું થોડે દીવસે બંધ થયું એટલે પછી પુસ્તક છપાવવા મારા કેટલાક મિત્રો તરફથી ભલામણ થઇ પણ કામકાજના લીધે વખત નહી મળવાથી આટલા દીવસવાર થઇ છે.

આ પુસ્તકમાં આપેલી હકીકત માહાભારત પુરાણો વીગેરે ગ્રંથો માંહેની છે. કદી કોઇ બંધુને વેદવાક્ય તથા માહાભારત તથા પુરાણ વીગેરે ગ્રંથોપર શ્રદ્ધા ના હોય ને આ હકીકત ખોટી બના-વટી માને તો તેમની ઇચ્છા.

આ પુસ્તક ઇષ્ટ પ્રતાપથી તૈયાર કર્યું છે.

આ પુસ્તકમાં આપેલી હકીકત કરતાં કોઇપણ મેવાડા બ્રાહ્મણ બંધુ તરફથી પ્રમાણ સાથે વીશેષ હકીકત મળશે તો તે ઉપકાર સાથે બીજી આવૃત્તિમાં બાહાર પાડવામાં આવશે.

આ પુસ્તકમાં આપેલી હકીકતમાં તથા આપેલા ગાયનમાં કોઇપણ ગૃહસ્થને ભુલચુક જણાય તો તે મેહેરબાની રાખી સુધારી વાંચવા કૃપા કરશો એવી આશા છે.



# ॐ नमःशिवाय.

## श्री इष्ट स्तुति.

(૧)

### સ્રગ્ધરા વૃત્તમ.

આદે અંતે અને છે સકળ જગતમાં, વ્યાપ જે બ્રહ્મરૂપે;
ને જેની સુક્રિયામાં રમણુજ કરતા, યોગિયો શુદ્ધ તત્ત્વે.
જેની શક્તિ થકી આ અચળ ગ્રહગણો વિશ્વમાંહી વિકાસે,
એવા **श्री एकलिङ्ग** અભિનય કરૂંછું, જ્ઞાતિ વિસ્તારવાને.

(૨)

જેણે રાવણને દીધું સુખ મહા, સેવા કરીરે યદા,
બાપાના બહુ પ્રેમ પૂજન થકી, પાળે અનુજે બધા;
વાંછા સેવકની પૂરે સકલ તો, ટાળીસ હું આપદા,
એવા શ્રી પ્રભુ એકલિંગ શિવજી, કલ્યાણ કર્જો સદા.

(૩)

જેણે ધારી પવિત્ર પ્રેમ થકીજો, ભાગિર્થી શિરે સદા,
ને ભાલેન્દુ સહિત વિદ્યુતસમા, ત્રીજી સુ અક્ષીતદા;
જેની શક્તિ અગાધશક્ર સરખા, યાચે વદીને વિભુ,
મેવાડા દ્વિજ સર્વે તેહ શરણે, રે એકલિંગિ પ્રભુ.

### ગીતિ.

(૪)

**જય જય જય જગદીશ્વર, યાચુ મમ શિર ચરણ વિષે સ્થાપી;**
**મેવાડા વિપ્રોને, ઉદ્ધારી લ્યો રિધસિધ સહુ આપી.**

# ૐ નમઃ શિવાય.

## શ્રી એકલિંગજી ઇષ્ટિની સ્થાપના માહાત્મ્ય.

શૌનક મુની સૂત પુરાણીને પુછે છે કે, હે સૂતજી મેવાડદેશમાં એકલિંગી માહાદેવની કોણે અને શી રીતે સ્થાપના કરી તે માહાત્મ્ય કહો. સૂતજી કહે છે હે શૌનક તમે જેવો હાલ પ્રશ્ન પુછો છો તેવો પ્રશ્ન એક દીવસ પુષ્પ દંત ગંધર્વે શિવજીને પુછ્યો હતો તે વખતે શિવજીએ તેને કહ્યું કે એક સમયે લંકા નગરીના રાજા રાવણે બ્રહ્મ લોકમાં જઇ બ્રહ્મા પાસે એવી યાચના કરી કે મને શિવનું એકલિંગ એટલે કલ્યાણનું ચિન્હ અથવા શંકરનું બાણ એવું આપો કે જેનું પૂજન કર્યાથી દ્વાદશ જ્યોતીરલિંગનું પૂજન કર્યાનું તથા પંચદેવનું પૂજન કર્યાનું ફળ મળે. બ્રહ્મા રાવણની સ્તુતિથી પ્રસન્ન થઇ શિવનું એકલિંગ (બાણ) એવા વરદાનથી રાવણને આપ્યું કે આ શિવનું લિંગ (બાણ) તારે જ્યાં સ્થાપન કરવું હોય તે જગો શિવાય અન્ય જગોએ મુકવું નહીં ને કદી જો મુકીશ તો તે જગોએ સ્થાપીત થશે. રાવણે તે વાતની હા પાડી બ્રહ્મા પાસેથી શિવનું એકલિંગ લેઇ લંકા તરફ જવા નિકળ્યો. રસ્તામાં મેવાડ ભૂમીમાં ત્રિકુટ પર્વત આગળ આવ્યો કે તેને લઘુશંકા કરવાની એટલી બધી ત્વરા થઇ કે તેને આગળ મુસાફરી કરવાની શક્તિ નહી રહેવાથી બ્રહ્માએ આપેલું વરદાન ઉપરના કારણથી વિસ્મર્ત થવાથી બ્રહ્માએ આપેલું શિવનું એકલિંગ ત્રિકુટ પર્વત ઉપર મુકી પોતે થોડે છેટે જઈ લઘુશંકા કરી. બ્રહ્માના વરદાન-પ્રમાણે આ શંકરનું બાણ ત્રિકુટ પર્વત ઉપર સ્થાપીત થઇ ગયું. રાવણ લઘુશંકા કર્યા પછી શિવનું એકલિંગ લેવા આવ્યો

ને પોતે ઉપાડવા માંડયું તો ઉપડયું નહીં. તેથી વીચાર કરવા લાગ્યો કે આનું કારણ શું? પોતે એકાંત મનથી થોડીવાર વીચાર કર્યો એટલે તેને બ્રહ્માનું વરદાન યાદ આવવાથી પોતે શિવના એકલિંગની આ જગોએ વિધીસર સ્થાપના કરી તથા વિધીસર પૂજન કરી બોલ્યો કે જેવી ઈચ્છાથી હું આપને લેઇ જઇ મારા નગ્રમાં સ્થાપના કરવા ઇચ્છતો હતો તેવીજ ઇચ્છા આ ભૂમીમાં વસનાર રાજાઓની તથા પ્રજાઓની થાઓ. આવું કહી પોતે આ શિવના લિંગનું શ્રી એકલિંગજી માહાદેવ એવું નામ આપી પોતે લંકા તરફ ગયો.

પુષ્પદંતે ફરીને શંકરને પૂછયું કે હે શિવજી? રાવણ જે ઇચ્છાથી આ શિવનું એકલિંગ લેઇ જઇ પોતાના નગ્રમાં સ્થાપના કરવાનો હતો ને તેની ઇચ્છાઓ શા શા પ્રકારની હતી તે આપ કૃપા કરી મને સંભળાવો. શિવજીએ પુષ્પદંત ગંધર્વને કહ્યું કે હે પુષ્પદંત રાવણની મન કામના કેવા પ્રકારની હતી તે તને કહું છું તે તું સાંભળ. રાવણની ઇચ્છા આ શિવના એકલિંગની પૂજા હમેશાં કરવાથી દ્વાદશ જ્યોતીરલિંગના પૂજનનું તથા પંચદેવનું પૂજન કર્યાનું ફળ મળે તેવી હતી. તે ફળથી રાજા તથા પ્રજા અટંકી શિવધર્મી, પરાક્રમી, શૂરી, સ્વધર્માભિમાની, નીતિમાન, ધર્મપરાયણ થાય.

ઉપરનું ફળ મેવાડમાં વસનારા રાજાઓને તથા પ્રજાને મળશે એમ કહી શિવજી અંતરધ્યાન થયા.

રાવણે જે ઇચ્છા રાખી હતી તે ઇચ્છા મેવાડ ભૂમીમાં થઇ ગયેલા રાજાઓ તથા પ્રજાની થઇ તે મેવાડ ભૂમીના પ્રાચીન પુસ્તકો જોવા ઉપરથી જણાઇ આવે છે. મેવાડ ભૂમીમાં થઇ ગયેલા રાજાઓ તથા પ્રજા અટંકી–શિવધર્મી–પરાક્રમી–શૂરી–સ્વધર્માભિમાની–

નિતીમાન–ધર્મપરાયણ થએલી છે ને તેના કેટલાક ચિન્હો હાલના રાજાઓ તથા પ્રજામાં પણ જોવામાં આવે છે. વળી મેવાડ ભૂમીના અગાઉના રાજાઓ શ્રી એકલિંગજીની અહોનિશ ઉપાસના કરતા હતા તે વાત પણ પ્રાચીન પુસ્તકો ઉપરથી જણાય છે.

શ્રી એકલિંગજી માહાદેવનું બાણ પંચ મૂખી છે તેનું શું કારણ તે બાબતમાં માહાત્મા સ્વામી શ્રી પૂર્ણાનંદ સરસ્વતીજી પાસેથી શ્રવણ કરેલી હકીકત નીચે પ્રમાણે છે.

શ્રી એકલિંગજી માહાદેવનું બાણ પ્રણવ રૂપ છે એટલે ૐકાર રૂપ છે. જેમ પ્રણવમાં ચાર વેદના મહાવાકયો તથા પંચ દેવ છે તેથીજ શ્રી એકલિંગજીનું બાણ પંચમુખી છે ને તે ૐ (પ્રણવ) રૂપજ છે. જેમ પ્રણવનો જાપ જપવો તથા પ્રણવની મૂર્ત્તિ કરી તેનું પૂજન કરવું ને શ્રી એકલિંગજીનો જાપ જપવો ને પંચમુખી બાણનું પૂજન કરવું તે એકજ છે ને તેથીજ રાવણે બ્રહ્મા પાસે એકલિંગ બાણની યાચના કરી હતી. શ્રી એકલિંગજીના બાણનું પૂજન કરવાથી દ્વાદશ જ્યોતિરલિંગનું તથા પંચદેવનું પુજન કર્યાનું ફળ મળે છે. વળી એકલિંગજીની રાજ સેવા થાય છે તથા તેમને શણગાર ધરાવાય છે તેનું કારણ એજ કે શ્રી એકલિંગજીનું બાણ વિષ્ણુ રૂપ છે તથા ૐકાર રૂપ છે તે વાતને નીચેનો શ્લોક ખાતરી આપે છે.

| | |
|---|---|
| १ अकारो वासुदेवस्यात्. | विष्णु. |
| २ उकारस्तु महेश्वरा ॥ | शिव. |
| ३ मकारः सूर्य इत्युक्तः | सूर्य. |
| ४ शक्तिर्नादा त्मिकामता ॥ | शक्ति. |
| ५ बिंदु रुपा गणेशास्यात् | गणेश. |
| ॐकारा पंचदेवता: ॥ | |

ઉપરના શ્લોકના આધારે મેવાડા બ્રાહ્મણોએ શ્રી એકલિંગજીનું ધ્યાન તથા પૂજન કરવું એજ તેમનો સ્વધર્મ છે. ઉપરની હકીકત જે માહાત્માએ શ્રવણ કરાવી તે માહાત્મા પૂર્વાશ્રમમાં ઉજ્જન નગરીના રહીશ ત્રીવેદી ઉર્ફે ત્રવાડી મેવાડા બ્રાહ્મણ હતા. હાલમાં તેઓ કાઠીઆવાડ તરફ પરમહંસ દીક્ષામાં છે. બીજા તત્વ ઉપદેશક લુણાવાડા નિવાશી પૂર્ણાનંદ બ્રહ્મચારીજી જેઓ દ્વારકાના શંકરાચાર્યજીના શિષ્ય થયા છે તે પણ પૂર્વાશ્રમના ત્રવાડી મેવાડા બ્રાહ્મણ છે. આ આપણા આગળના પૂર્વજોની વિદ્વતાની નિશાની છે.

શ્રી એકલિંગજી માહાદેવની પૂજા બ્રહ્મચારી સિવાય બીજા કોઇથી થતી નથી તેનું કારણ શું. તે બાબતની હકીકત જાણવા ઇચ્છા થવાથી તેનો શોધ કરતાં ધંધુકા પ્રગણામાં આવેલા શ્રી ભીમનાથ માહાદેવ હું ગયેલો ત્યાં અચાનક મેવાડથી આવેલા એક વૃદ્ધ બારોટનું મળવું થયું તેમની સાથે કેટલીક મેવાડ તરફની વાતચીત થતાં તેમણે મને કેટલીક જુની મેવાડની હકીકતના ત્યાંની ભાષામાં લખેલા પુસ્તકો બતાવ્યા ત્યારે મેં તેમને તે પુસ્તકો વાંચી સંભળાવવા કહ્યું જેથી તેમણે મને વાંચી સંભળાવ્યા તેમાં મેવાડા બ્રાહ્મણો શાથી થયા તથા તેમની ચાર ન્યાતીઓ શી રીતે થઇ તે હકીકત તેમણે વાંચી તે મને મળેલી હકીકત સાથે ઘણો ખરો ભાગ મળતો આવ્યાથી મને તેમના પુસ્તકોપર આસ્તા બેઠી ને મેં તે પુસ્તકો આગળ વંચાવ્યા તેમાં શ્રી એકલિંગી ઇષ્ટની હકીકત પણ મને મળેલી હકીકત સાથે ઘણી ખરી વાત મળી તે ઉપરથી મેં તેમને કહ્યું કે શ્રી એકલિંગજી માહાદેવની પુજા બ્રહ્મચારી શીવાય બીજા કોઇથી કેમ થતી નથી. તે હકીકત તમારી પાસે હોય તો કહો. ત્યારે તેમણે નીચે લખ્યા પ્રમાણેની હકીકત વાંચી.

જ્યારે પ્રતાપ રાણાજી ઉપર મુસલમાન બાદશાહએ ચઢાઇ કરી તેમને કચ્છના રણમાં નસાડી મુક્યા તે વખતે (મેવાડની) ચારે વર્ણની પ્રજા પૈકી થોડી પ્રજા રાણાજી સાથે ગઇ અને બાકીની મેવાડ છોડી જ્યાં ત્યાં મુસલમાની રાજ્યમાં આવીને વશી. જ્યારે પ્રતાપ રાણાજી જીત સાથે પાછા મેવાડમાં આવ્યા તે વખતે પ્રથમ શ્રી એકલિંગજી ઇષ્ટના દર્શને ગયા ત્યારે ઇષ્ટના દેવળમાં ફક્ત બાર તેર વર્ષના બાળ બ્રહ્મચારી માહારાજને શ્રી એકલિંગજીનું પુજન કરતા જોયા. તે વખતે રાણાજીને આશ્ચર્ય થયું કે આ દેવળમાં આવા ન્હાની ઉમરના બ્રહ્મચારી ક્યાંથી અને તે મુસલમાનની ચઢાઇમાં શી રીતે બચ્યા અને શી રીતે રહ્યા ને તે મારી સાથે કેમ નહી આવ્યા વીગેરે હકીકત જાણવાની ઇચ્છાથી બ્રહ્મચારીને સત્ય હકીકત કહેવા વિનંતી કરી. તે ઉપરથી બ્રહ્મચારીએ કહ્યું કે હે શરા, અટંકી, ધર્મીષ્ટ, સ્વધર્માભિમાની રાણાજી આપ જ્યારે મેવાડ છોડી કચ્છ પધાર્યા તે વખત મારી ઉમર આઠ વર્ષની હતી તેમજ મારી વિધવા મા રોગીષ્ટ હોવાથી મને લેઈ આપની સાથે આવી શકી નહી તેથી પોતે મને છાનીમાની ઇષ્ટ પ્રતાપે પર્વતની તળેટીમાં લેઇ રહી. હું તથા તમારી મા છુપી રીતે ઇષ્ટના દેવળમાં આવી, વિધીસર ઇષ્ટની પુજા કરતાં. મારી મા મારી સાથે આવી પુજાની સામગ્રી તૈયાર કરી આપતી હતી તથા ઇષ્ટનું ધ્યાન ધરતી તથા દર્શન કરતી હતી. અને અમો બંને જણ ઇષ્ટના તથા આપના પ્રતાપે પર્વતના ઝાડના ફળ ફુલથી નિરવાહ કરી દીવસ ગુજારતા હતા. મારી મા એક માસપર ગુજરી જવાથી હું છુપી રીતે આ દેવળમાં રહી દરરોજ ઇષ્ટનું વીધીસર પુજન કરૂંછું. મારી માની અશક્તિને લીધે અમો બંને જણ આપની સાથે આવ્યા નથી માટે આપના

અપરાધિ થયા છીએ. માટે આપની જે આજ્ઞા થશે તે પ્રમાણે વ-ર્તવા તૈયાર છું. બાળ બ્રહ્મચારીની ઉપરની હકીકત સાંભળી પ્રતાપ રાણાજી ગુસે નહી થતાં ઉલટા તેમનાપર પ્રસન્ન થયા ને બોલ્યા કે હે, બાળ બ્રહ્મચારી તમને તથા તમારી માતાને ધન્ય છે કે મુસલ-માનોના ખરા હુમલામાં છુપી રીતે દેશમાં રહી સ્વધર્મ સાચવી શ્રી એકલિંગજીને અપુજ નહી રાખતાં દરરોજ વિધીસર પુજન કર્યું કે જેથી મારો જય થયો ને હું પાછો ઇષ્ટ પ્રતાપે મેવાડ ભૂમીમાં આવ્યો માટે હું તમારા પર ઘણોજ પ્રસન્ન થયો છું ને આજ્ઞા ક-રૂં છું કે તમારે તમારા નિરવાહ સારૂ તથા ઇષ્ટના પુજન સારૂ જે વસ્તુ જોઇએ તે તમારે રાજદબારમાંથી સુખ રૂપે મંગાવી લેવી અને હું રાજદરબારમાં આજ્ઞા કરૂં છું કે તમો જે વખતે જે વસ્તુ મંગાવશો તે મળશે અને હવે તમારે પણ બીજી જગોએ નહી જતાં આ દેવળમાં હાલ છો તે વેશે રહી ઇષ્ટની ધર્મશાસ્ત્ર પ્રમાણે વીધીસર નવ નવા વસ્ત્ર અલંકારો સહીત સમા સમાના વૈભવ સાથે રાજ સેવા કરવી એટલી મારી આજ્ઞા છે. પછી ઉપર પ્રમાણે વર્તવા બ્રહ્મચારીએ રાણાજીની આજ્ઞા કબુલ કરી– એટલે પોતે બ્રહ્મચારીને કહ્યું કે હું આજથી મારા રાજ્યના દફતરે ઠરા-વ કરૂં છું કે બ્રહ્મચારી શીવાય કોઇને ઇષ્ટનું પુજન કરવા દેવું નહીં અને મારા રાજ્યમાં એવો ઢંઢેરો પીટાવું છું કે જે બ્રાહ્મણો મારી સાથે નહી આવતાં તેમ મારા રાજ્યમાં છુપી રીતે નહી રહેતાં તેમ ઇષ્ટના પુજનની બેદરકારી રાખી મુસલમાની રાજ્યમાં જઇ રહ્યા માટે મારી આજ્ઞા એ છે કે બ્રહ્મચારી શીવાય કોઇ પણ બ્રાહ્મણ તથા ક્ષત્રીને ઇષ્ટનું પુજન કોઇ દીવસ કરવા દેવું નહી. તેમજ બ્રાહ્મણો વીગેરે મારી પ્રજા જે મુસલમાની રાજ્યમાં જઇને રહી છે તેમનો કોઇ પણ

કાળે હાલની તેમ હવે પછીની મારી પ્રજાએ સંસર્ગ રાખવો નહી. ને જે રાખશે તેને ઇષ્ટની આણ છે. આમ કહી પછી રાણાજી પોતાના રાજમેહેલ તરફ ગયા.

ઉપરની હકીકતને શ્રી એકલિંગજી તથા ઉદેપુર તરફ જઇ આવેલા લોકોથી તપાસ કરતાં ખરી જણાઇ આવે છે કેમકે ત્યાં જઇ આવેલા લોકો કહે છે કે ઇષ્ટનું પુજન બ્રહ્મચારી સીવાય બીજા કોઇને કરવા દેતા નથી તેમ ત્યાંના લોકો પોતાના દેશની પ્રજા શીવાય બીજા દેશની પ્રજાનો સંસર્ગ રાખતા નથી.

શ્રી એકલિંગજી માહાદેવની વલ્લભી સંપ્રદાયની માફક રાજશેવા થાય છે તેથી પણ ઉપર લખેલી બારોટની હકીકત ખરી જણાય છે.

શ્રી મહાત્માએ લખાવેલી હકીકતને પણ નીચેની વાતથી તથા શ્રી ઇષ્ટની રાજશેવા થાય છે તેથી સંપૂર્ણ ટેકો મળે છે. શ્રી એકલિંગજી તથા શ્રીનાથજી જઈ આવેલા લોકો કહે છે કે જ્યારે શ્રી નાથજીને થાળ ધરાવાનો વખત થાય છે તે વખત એક માણસ શ્રી નાથજીની અગાશી ઉપર ચઢી એવો સાદ કરે છે કે "શ્રી એકલિંગજી જમવા પધારીએ" આ પ્રમાણે દરરોજ થાળ વખતે સાદ થાય છે.

અગાઉ મેવાડના રાણાએ ઇષ્ટ શ્રી એકલિંગજીના એટલા બધા આગ્રહી હતા કે રાજ્યમાં પોતાના નામની આણ રાજ્યાભીષેક વખતે નહી ફેરવતા ઇષ્ટની આણ ફેરવતા તથા લડાઇ વખતે પણ ઇષ્ટનો જય જય એવા ઉચ્ચારો કરતા તેને મેવાડના પુસ્તકોનો આધાર મળે છે. તેમ હાલના પણ રાણાએ રાજ્યાભીષેક વખતે પોતાના નામની આણ નહી ફેરવતાં શ્રી એકલિંગજીના નામની આણ ફેરવે છે તે વાત મેવાડ તરફ જઇ આવેલા લોકોથી તપાસ કરતાં ખરી જણાય છે.

# ૐ નમઃશિવાય.

## મેવાડા બ્રાહ્મણોની ઉત્પત્તિની હકીકત.

પ્રથમ શ્રી કાત્યાયની નામે વિંધ્યવાસીની દેવી, ઢુંઢીરાજ ગણપતી, કસ્યપમુની, એકલિંગી માહાદેવ, પાવનતીર્થ, ત્રિકુટ પર્વત, ગંગા નદી એમને નમસ્કાર કરૂં છું.

એક સમયે શૌનક મુની સુતપુરાણીને પુછે છે કે હે સુતજી મેવાડદેશમાં એકલિંગજી માહાદેવની નજીકમાં જે ભદ્ર હરક્ષેત્ર છે તેનું મહાત્મ્ય કહો. સુતજી કહેછે કે હે શૌનક તમે જેવો હાલ પ્રશ્ન પુછો છો તેવો પ્રશ્ન એક દીવસ પુષ્પદંત ગંધર્વ શિવજીને પુછ્યો હતો તે વખતે શિવજીએ તેને કહ્યું કે—એક સમયે નારદ મુની જગતમાં ફરતા ફરતા પાતાળમાં ગંગાના ત્રટ ઉપર નાગ લોકોને પવિત્ર કરવાને વાસ્તે આવ્યા, અને અનંત નાગની પાસે ગયા અને તે નારદમુનીની અર્ધાદિકવડે પુંજા કરી આસન ઉપર બેસાર્યા. પછી પુછયું તે વખત નારદ આશ્ચર્ય યુક્ત થઇને કહેવા લાગ્યા કે હે અનંતાદિ નાગ લોકો તમારો વૈભવ જગતને આનંદની વૃદ્ધિ કરે એવો છે એ તમારા સુકૃતનો ઉદય છે. હું બહુ પ્રસન્ન મનથી જોવાને વાસ્તે આવેલો છું. તમારી સંતતી ( છોકરાં ) નો પાતાળમાં બહુ વિસ્તાર પામેલો છે, અને સાધારણ સર્પોને પણ ગરૂડની બીક નથી તો મોહોટા નાગોને ક્યાંથી હોય એ પ્રમાણે નારદજી કહેતા હતા એટલામાં તક્ષક નાગ અકસ્માત પોતાનું મોહોટાપણું માનીને અભિમાનથી નારદને કહેવા લાગ્યો કે હે મુને તમારી ગતી (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ) એ સર્વ ઠેકાણે એક સરખી છે, જેવા અમે નિર્ભય છીએ તેવા બીજા કોઇ ઠેકાણે કોઇને તમે નિર્ભય દેખેલા છે ! તે વખત નારદજી

હસતા હસતા અભિમાની જે તક્ષક નાગ તેને કેહેવા લાગ્યા કે હે તક્ષક તારા સરખા નિર્ભય મેં કોઇ ઠેકાણે જોયા નથી, તથાપિ તારો વંશ દગ્ધ થશે. કોઇની પ્રેરણાને નિમીત્તે તક્ષકના અપરાધ અને સ્વાભિમાનનાં વચન સાંભળવામાં આવ્યા તેથી તમારો વંશ દગ્ધ પામશે, પરંતુ આડિંડિર સર્પ છે તે તમારામાં મુખ્ય છે એના ચરણના આશ્રયથી તમારા ઉપર જે ઉપદ્રવ થનાર છે તે શાંતી થશે તે મેં તમને સુચવ્યું. હજુ તમે ઘણા ક્રુર છો તો પણ હું તમારા ઉપર પ્રસન્ન છું માટે તમે સર્વ તક્ષકાદિક નાગ લોકો તમારા ભયને નાશ કરવાને અર્થે શિવજીની ઉપસના કરો. એ તમારો સ્વામી છે અને તમે એમના ભૂષણ છો વાસ્તે ભય દૂર થવા સારૂ શિવજી ઉપાય બતાવશે. એવા નારદજીના વચન સાંભળીને વાસુકી નાગે કર્કોટકાદિ સર્વ નાગકુળને બોલાવીને કહ્યું કે હે નાગ લોકો ! તમારા ભાવી ઉપદ્રવ નારદજીએ જે કહ્યા તે સાંભળો. અને તેની શાંતીનો ઉપાવ પણ બતાવ્યો છે, તે સર્વે જણે ક્રોધ છોડીને નિત્ય ક્ષમા રાખશો તો સુખ થશે એવું કહીને વાસુકી કૈલાશમાં ગયો. જેવી રીતે નારદજીએ કહ્યું હતું તેવી રીતે શિવજીની ઉપાસના કરવા લાગ્યો અને સઘળું વૃતાંત શિવજી પ્રત્યે કહેવા લાગ્યો, અને પુષ્પાંતકૃત મહિમ્નસ્તોત્રવડે શિવજીની સ્તુતી કરી એટલે શિવજી પ્રસન્ન થઇને તેમના કષ્ટનો નાશ થવા સારૂ શિવજી કહેવા લાગ્યા કે હે વાસુકે તમારા કુળનો વિનાશ થનાર છે તેના શાંત્યર્થે મારા કહેવા પ્રમાણે ચાલશો તથા શ્રદ્ધા રાખશો, તો કાર્ય સિદ્ધ થશે. પૃથ્વિ ઉપર ભરતખંડમાં એક ઘણો સુશોભિત મેવાડ દેશ છે, તેની અંદર અનેક તીર્થો છે. ચિત્રકુટ, ત્રિકુટાદિ પર્વતો છે, ત્રિકુટ પર્વત ઉપર એકલિંગી મહાદેવજી બીરાજે છે, તેમની પાસે જા અને ત્યાં જઇને મારી શેવા કર. એવું

શિવજીનું વચન સાંભળીને વાસુકી પ્રસન્ન થયો. પછી શિવજીને નમસ્કાર કરી મેવાડદેશમાં એકલિંગ માહાદેવની પાસે આવીને ભક્તિથી સેવા કરવા લાગ્યો. એટલે એકલિંગજી પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે હે વાસુકી હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે ( **वरंब्रूहि** ) વરદાન માગ. વાસુકી કહે છે કે હે શિવજી આપ જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો અમારા ભાવી ઉપદ્રવનો નાશ કરો ત્યારે શિવજી બોલ્યા કે હે વાસુકી હું જે કહું છું તે કામ તમે તરત કરો એજ તમારા ઉપદ્રવને નાશ કરવાનો મુખ્ય ઉપાય છે. અહીંથી નજીક એક તીર્થ ભૂમિ છે, ત્યાં ઋષી લોકો રહે છે એ ઠેકાણે ઉત્તમપુર નિર્માણ કરીને તે ઠેકાણે ઉત્તમ બ્રાહ્મણોનું વિધીપૂર્વક સ્થાપન કરો અને એ મારા છે એવું જાણીને તેમનું પાલણપોષણ કરો, એટલે એ બ્રાહ્મણો દયાયુક્ત થઇને તે દીવસથી તમને રોજ સેંકડો આશીર્વાદ દેશે અને તેમની સેવા કરવાને સારૂ એટલાજ બીજા ઉત્તમ બ્રાહ્મણ સ્થાપન કરો અને એ બ્રાહ્મણોની સેવા કરવા સારૂ વાણીયા તથા સુતાર વીગેરે જાતીઓ સ્થાપન કરો. તે ગામમાં સારાં સારાં ઘર બનાવીને તેમાં સઘળા અન્નાદિ પદાર્થો ભરીને વિધિપૂર્વક સ્થિર ચિત્ત રાખીને તે શિવ રૂપ બ્રાહ્મણોને દાન આપો અને તેમનું સેવન કરો, એટલે એમના પ્રેમથી હું પણ ત્યાં નિવાસ કરીશ અને કાત્યાયની દેવી પણ નિવાસ કરશે. એ નગરી જુદા જુદા ત્રણ નામથી પ્રખ્યાત થશે. ભટ્ટ બ્રાહ્મણોને દાન દીધાથી ભય હરણ કરનારો તું થયો માટે તે ગામનું નામ "ભયહર" કહેવાશે. આ ગામમાં ભટ્ટ બ્રાહ્મણ જે હર (શિવ) સરખા છે તે નિવાસ કરશે માટે તેનું નામ "ભટ્ટ હર" એવું બીજું નામ થશે. વળી એ બ્રાહ્મણો વૈદિક મંત્રાના આશિર્વાદ વડે નાગોનું સર્વદા રક્ષણ તથા ઉપકાર કરે છે માટે તેનું–"નાગર" એવું

ત્રિજુ નામ પણ કહેવાશે. એ પ્રમાણે એ પુરનાં ત્રણ નામ છે તે સાર્થક છે. પુરના નામથી બ્રાહ્મણોના નામ પણ પડશે. ભયહર મેવાડા, ભટ્ટ મેવાડા, નાગર મેવાડા. એ ત્રણ નામથી પ્રસિદ્ધ થશે. વાસુકી શિવજીને કહે છે કે હે શિવજી તમારી આજ્ઞા હું હર્ષથી સ્વીકારૂં છું અને વિનંતી કરૂં છું કે એ બ્રાહ્મણોના દર્શન તમને કરાવો, એવું વાસુકીનું વચન સાંભળીને શિવજીએ વાસુકીને તે બ્રાહ્મણોના દર્શન કરાવ્યાં. પછી પરમ પ્રસન્ન થઇને શિવજી કહે છે કે હે વાસુકે આ બધા ચોવીસ ગોત્રના બ્રાહ્મણો આવેલા છે તેમના સ્થાન વૈભવના રક્ષણ સારૂ શ્રી ભટ્ટ હરપુરમાં આ ચોવીસ ગોત્રના મુખી જે ભટ્ટ મેવાડા છે તેમનું સ્થાપન કરો, અને તેમની શેવાને સારૂ તેમનાથી ચારગણા મેવાડા વાણીયા વસાવો, અને તેમનાથી અડધા વાસ્તુ વિદ્યા ( શિલ્પ શાસ્ત્ર ) માં કુશળ એવા મેવાડા સુતાર અને બીજા મેવાડા સોની, મેવાડા લવાર, મેવાડા તંબોળી, મેવાડા નાપીક ( હજામ ) વીગેરે સઘળા બીજા શુદ્રોને તે પુરમાં વસાવો. એમના ઘરનું કામકાજ કરવાને વાસ્તે સદાચારવાળા જેટલા બીજી જાતીના હોય એ સર્વ મેવાડા નામથી વિખ્યાત થાઓ. હે વાસુકી મારા વચનથી તારે એ કામ અવશ્ય કરવું વાણીયા પણ ભટ્ટ મેવાડા, સોની, સુતાર, લવાર, એ સર્વ ભટ્ટ મેવાડા નામથી પ્રખ્યાત થશે. અને તે ભટ્ટ મેવાડા બ્રાહ્મણોના કળીયુગમાં શેવક ( યજમાન ) થશે. એ બ્રાહ્મણો અગ્નિ હોત્રાદિક કર્મ કરશે. અને આ શેવક ( યજમાન ) બ્રાહ્મણોના કહ્યા મુજબ ચાલનારા છે માટે અવશ્ય તેમનું પણ ત્યાં સ્થાપન ( સ્થાન ) કરો. આ ભટ્ટ મેવાડા બ્રાહ્મણોમાં કેટલાક ત્રિવેદી એટલે ત્રણ વેદનું અધ્યયન કરનારા સ્વતંત્ર રહેનારા છે તેમને આ મારા સ્થાનની નજીક ત્રયંબાયપુર ગામ છે ત્યાં વસાવો

એટલે તે ત્રિવેદી ( ત્રવાડી ) મેવાડાની જ્ઞાતિ જુદી પ્રસિદ્ધ થશે. એ ત્રવાડી મેવાડા બ્રાહ્મણ ભટ્ટ મેવાડા બ્રાહ્મણના હીતકારી. ગુરૂભાઇને ધર્મને જાણનારા છે. વળી પ્રમાણીક અને પોતાનું હિત કરનારા છે. ભટ્ટ મેવાડા તથા ત્રવાડી મેવાડા બ્રાહ્મણ જેવા બીજા ચોરાશી ગામની વૃત્તી કરનારા તથા ચતુર્વેદી એટલે ચાર વેદનું અધ્યયન કરનારા છે તેથી ચોરાશી મેવાડા છે તેમને પણ મારા સ્થાન નજીક વસાવો એટલે તે પણ ચોરાશી મેવાડા ( ચતુર્વેદી ) મેવાડા નામથી પ્રસિદ્ધ થશે. ભટ્ટ મેવાડા, ત્રિવેદી ( ત્રવાડી ) મેવાડા, ચતુર્વેદી ( ચોરાશી ) મેવાડા. એ ત્રણે જ્ઞાતિનું હિત કરવાવાળો એક ચોથો જ્ઞાતી ભેદ થયેલો છે. એ ત્રણ જ્ઞાતિઓમાં ( ૨૪ ) ચોવીસ ગોત્રના બ્રાહ્મણ છે તેમાં પ્રત્યેક ગોત્રની જુદી જુદી વૃત્તી કરનારા શેવા કરવાને અર્થે નિશ્ચિત થયા માટે તે ચોવીસા બ્રાહ્મણ એવા નામથી વિખ્યાત થયા અને પોતાના બંધુત્વ થકી જે વિખ્યાત થયા તે બંધુલક જ્ઞાતિ પચીસા બ્રાહ્મણ કહેવાયા. એ જ્ઞાતિના બ્રાહ્મણો સ્વતંત્ર છે. પરંતુ ભટ્ટ મેવાડા, ત્રવાડી મેવાડા, ચોરાશી મેવાડા, બ્રાહ્મણોના ( રીત–રીવાજ–અને ધર્મ ) અનુસારે વર્તે છે. એવા ચાર પ્રકારના જ્ઞાતિભેદ કહ્યા તેમાં ભટ્ટ મેવાડા ગુરૂ પદને ઠેકાણે છે. માટે હે વાસુકી તું એ જ્ઞાતીઓનું ત્યાં સ્થાપન કર એવું કહીને શિવજી અદ્દસ્ય થઇ ચાલતા થયા. બાદ વાસુકીયે વિશ્વકર્માને બોલાવીને તેના હસ્તક એક સારૂ નગર બંધાવીને તૈયાર કરાવ્યું. પછી પોતાના વંશની વૃદ્ધિને અર્થે ચોવીસ (૨૪) ગોત્રના બ્રાહ્મણોને શિવજીના વચનથી શ્રી ભટ્ટ હરપુરનું દાન આપ્યું. આ ભટ્ટ હરપુરની હદમાં ત્રયંવાય તથા ચોરાંશી મેવાડા બ્રાહ્મણના પુરો છે માટે ભટ્ટ હરપુરનું દાન ત્રણે જ્ઞાતિવાળાઓને મળેલું છે એમ હે વાસુકી તારે

જાણવું. શ્રી ભટ્ટ હરપુરનું દાન આપ્યું તે સમયે પૃથ્વી ઉપર વાસુકીને મોહોટો આનંદ થયો. પછી ભટ્ટ હરક્ષેત્રમાં બ્રહ્મા, ગણપતી, ભટ્ટાર્ક શિવ, હરી, ઢુંઢિક્ષેત્ર પતી અને કાત્યાયની દેવી નિવાસ કરે છે. જે ક્ષેત્રમાં એકલિંગ માહાદેવજી મુખ્ય છે, ત્રિકુટ પર્વત અને બન્વાસ નદી, ગણપતી, અર્ધનારીશ્વર બ્રહ્મા, શ્રી બટુક ભૈરવ, અન્નપુર્ણા દેવી. એ સર્વે દેવો વાસુકીની પ્રીતીને લીધે ત્યાં નિવાસ કરવા લાગ્યા. ભટ્ટ મેવાડા આદી લેઇને ચોવીસ (૨૪) ગોત્રના બધા બ્રાહ્મણો શિવજીની કૃપાથી ત્યાં ઘણા શોભાયમાન થઇને રહ્યા, અને શિવજીનું વચન માન્ય કરીને નિત્ય નિરંતર વાસુકીને આશિર્વાદ દેવા લાગ્યા. હવે એ ત્રણ જ્ઞાતિઓ ( ભટ્ટ મેવાડા, ત્રિવેદી ઉર્ફે ત્રવાડી મેવાડા, ચતુર્વેદી ઉર્ફે ચોરાશી મેવાડા. ) બ્રાહ્મણોના ચોવીસ ગોત્રના નામ તથા તેના કેટલા પ્રવર ને તે પ્રવરોના નામ નીચે પ્રમાણે છે.

| નંબર. | ગોત્રનું નામ. | પ્રવર સંખ્યા. | પ્રવરના નામો. |
|---|---|---|---|
| ૧ | કૃષ્ણાત્રેય. | ૩ | કૃષ્ણાત્રેયઃ અર્ચિઃ અજાવત્સ શ્રેતિ. |
| ૨ | પરાશર. | ૩ | વસિષ્ઠઃ સિત્થઃ પરાશર શ્રેતિ. |
| ૩ | કાત્યાયન. | ૩ | કપિલઃ કાત્યાયનઃ વિશ્વામિત્ર શ્રેતિ. |

| | | | |
|---|---|---|---|
| ૪ | ગર્ગ. | ૩ | ગર્ગઃ ચ્યવનઃ આંગિરસશ્ચેતિ. |
| ૫ | શાંડિલ્ય. | ૩ | શાંડિલ્યઃ અસિતઃ દેવલશ્ચેતિ. |
| ૬ | કુશક. | ૩ | કુશકઃ અઘમર્ષણઃ વિશ્વામિત્રશ્ચેતિ. |
| ૭ | કૌશિક. | ૩ | કૌશિકઃ દેવરાજઃ વિશ્વામિતશ્ચેતિ. |
| ૮ | વત્સ. | ૫ | વત્સઃ ચ્યવનઃ ઐાર્વઃ આપ્નુવાનઃ જમદગ્નેતિ. |
| ૯ | વાત્સ્ય. | ૫ | વાત્સ્યઃ ચ્યવનઃ મૌગ્દલઃ જમદગ્નિઃ ઇષવશ્ચેતિ. |
| ૧૦ | ભારદ્વાજ. | ૩ | ભારદ્વાજઃ આંગિરસઃ બાર્હસ્પત્યેતિ. |
| ૧૧ | ગાર્ગ્ય. | ૫ | ગાર્ગ્યઃ ચ્યવનઃ આંગિરસઃ ઇર્ષઃ બાર્હસ્પત્યેતિ. |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ઉપમન્યુ. | ૫ | ઉપમન્યુઃ ઉતથ્યઃ આંગિરસઃ ભાર દ્વાજ; બાર્હસ્પત્યેતિ. |
| ૧૩ | કૌડિન્ય. | ૩ | કૌડિન્યઃ આંગિરસઃ બાર્હસ્પત્યોત. |
| ૧૪ | ગૌતમ. | ૩ | ગૌતમ, આંગિરસ, ઉતથ્યેતિ. |
| ૧૫ | કાશ્યપ. | ૫ | કાશ્યપઃ કૃછ્રતમઃ માનાત્તિઃ લોહિતઃ ભાર્ગવશ્ચેતિ. |
| ૧૬ | માંડવ્ય. | ૩ | માંડવ્યઃ માંડકેયઃ વિશ્વામિત્રશ્ચેતિ. |
| ૧૭ | ચંદ્રાત્રેય. | ૩ | ચંદ્રાત્રેયઃ વત્સઃ કૃષ્ણશ્ચેતિ. |
| ૧૮ | ભાર્ગવ. | ૫ | ભાર્ગવઃ ચ્યવનઃ આપ્નુવાનઃ ઉર્વઃ જમદગ્નિશ્ચેતિ. |
| ૧૯ | ગાલવ. | ૫ | ગાલવઃ તપયક્ષાઃ હારિતઃ ઉપકલ્પિતઃ જયંતશ્ચેતિ. |
| ૨૦ | વિષ્ણુ વૃદ્ધ. | ૩ | પૌતુમ્યઃ ઉત્સુત્રઃ સદસ્યશ્ચેતિ. |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | મુગ્દલ. | ૩ | મૌગ્દલઃ આંગિરસઃ બાર્હસ્પત્યશ્ચેતિ |
| ૨૨ | મૌનસ. | ૩ | મૌનસ, ભાર્ગવ, વૈતષ્યસશ્ચેતિ. |
| ૨૩ | વાર્દ્ધિ. | ૩ | વાદ્ધિ, દાલ્ભ્ય, બાર્હસ્પત્યશ્ચેતિ. |
| ૨૪ | અત્રિ. | ૩ | અત્રિ, ગવિચ્છ, પૂર્વાતિથ્યશ્ચેતિ. |

આ ત્રણે જ્ઞાતિના બ્રાહ્મણોની અટકો—ભટ્ટ, પાઠક, પંડ્યા, અધ્યારૂની છે.

શૌનક મુની પુછે છે કે પ્રથમ આપે જે પચીસમો બંધુલ નામનો જે જ્ઞાતિ ભેદ કહ્યો તે આ મેવાડા બ્રાહ્મણ માંહેનો છે કે જુદો તે કૃપા કરીને કહો. સુતપુરાણી કહે છે કે ચોવીસ ગોત્રના જે ત્રણ જાતના મેવાડા બ્રાહ્મણ છે એ સર્વની ઉપર તેઓ બંધુના સરખી પ્રીતિ રાખે છે તથા તેમનું રક્ષણ કરે છે વાસ્તે તે બંધુલ પચીસા બ્રાહ્મણ કહેવાયા. ગણનાના નિમિત્તથી અહીં ગણત્રી કરી પરંતુ તે જ્ઞાતિ જુદી થઈ છે. આ બંધુલ બ્રાહ્મણોનો ભટ્ટ મેવાડા આદીચાર જાતીના બ્રાહ્મણો સાથે ભોજન વ્યવહારનો સઘળો જ્ઞાતિ સંબંધ એકત્ર છે. તેઓનો એકબીજા સાથે કાંઇ અંતર ભેદ નથી પરંતુ તેઓના એકબીજા સાથે વિવાહ સંબંધ થતો નથી, માયાને લીધે કેવળ મિત્ર ધર્મ છે, પરંતુ વિવાહમાં અને પોતે પોતાની જ્ઞા-

તિના કાર્યોમાં અંતર રાખે છે. આ ભટ્ટ મેવાડા આદી ન્યાતોમાં વિવાહના સમયમાં જે વિશેષ ક્રિયાઓ કરવામાં આવે છે તે કહુંછું. વિવાહ ( લગ્ન ) થતાં પહેલાં એક સુવાસણી સ્ત્રી માથા ઉપર બે કળસ પાણી ભરેલા તે ઉપર પંચ પલ્લવ અને તેના ઉપર એક શ્રીફળ લેઇને બીજી સુવાસીનીઓ સાથે જ્યાં વર આવીને ઉતરો હોય તે ઠેકાણે મંગળ ગીતો ગાતાં ગાતાં જઇને વરને આચમન કરાવીને એ કળસ લેનારી આસન ઉપર બેસે છે. એનું નામ સૌભાગ્ય સુંદરી. પછી બીજી પણ તેની સાથે આવેલી સ્ત્રીઓ મંગળ ગાયન કરતી બેસે છે પછી ઉપાધ્યાય ( ગોર ) વરરાજાને તથા સૌભાગ્ય સુંદરીને ચૌટામાં ( ચકલામાં ) સ્વચ્છ જગા કરાવીને બોલાવી લેઇને બન્ને તરફનાં બૈરાં મંગળ ગીતો ગાતાં ગાતાં આવીને ચત્વર પુજન, અર્ધપુજા, ધ્રુવળ ગૃહણ, પાણી ગૃહણ, ચરૂ ભક્ષણ વિધી, પુટાપુટી આચાર, યાત્રીક વરના સંબંધીઓની માનપુજા. ગોરવનું ભોજન ઇત્યાદી વ્યવહાર કરે છે. એ સર્વ બ્રાહ્મણોની સેવા કરવાને વાસ્તે પેહેલા ભટ્ટ મેવાડા વાણીયા, સચ્છુદ્ર સુતાર, સોની, તંબોળી, નાઇ, વગેરે વાસુકીય નાગે ઉત્પન્ન કરેલાં છે. એ સર્વનો ધર્મ શુદ્ર સમાન જાણવો. બ્રાહ્મણોના નિત્ય કર્મ-સ્નાન સંધ્યા મુખ્ય છે, તેવી શુદ્રોમાં બ્રાહ્મણોની શેવા એ મુખ્ય ધર્મ છે. શૌનક ઋષી પુછે છે કે હે સૂતજી તમે ભટ્ટ હરસ્થાનનું મહાત્મ્ય કહ્યું પરંતુ વાસુકીનાગે જે કારણથી ભટ્ટ હરપુરનું દાન આપ્યું તે કારણ હવે કહો. સુત કહે છે કે પાંડુ રાજાને પાંચ પુત્ર હતા તેમાં અર્જુનનો પુત્ર અભિમન્યુ અને તેનો પુત્ર પરિક્ષિત થયો. પછી તે રાજાને બ્રાહ્મણનો શાપ થયો કે આજથી સાતમે દિવસે તક્ષક નાગથી તારૂ મૃત્યુ થશે. પછી સાતમે દીવસે જ્યારે પરિક્ષિતનું તક્ષકના નિમિત્તથી મૃત્યુ થયું

તે જોઇને તે દુઃખથી પરિક્ષિતના પુત્ર જનમેજય રાજાએ મેવાડદેશ-માં નાગદાહ નામની ભૂમીમાં સર્પસત્ર યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. એ યજ્ઞમાં ઘણા સર્પોનો નાશ થશે. એ વાત સાંભળીને વાસુકીયે તે યજ્ઞ થવાની પેહેલાં જરત્કારૂ નામની પોતાની બેહેનને લેઇને જલદીથી ભટ્ટ મેવાડામાં વિષ્ણુ વૃદ્ધ ગોત્રના જરત્કાર નામના બ્રાહ્મણને વિવાહ વિધિથી તે ભગીનીને પરણાવી. પછી તે જરત્કારૂને આસ્તિક નામના પુત્રનો પ્રસવ થયો. તે ઘણા કાળ સુધી રાતદીવસ તપોનિષ્ટ એવા પુત્રને જોઇને માતા કહેવા લાગી કે હે પુત્ર તું તો રાત દહાડો તપશ્ચર્યામાં નિષ્ટ રહે છે, પણ તારા માતા મહ ( મોસાળ ) ના કુળનો તો નાશ થઇ જવાનો છે. એવું માતાનું વચન સાંભળીને આસ્તિકમુની કેહેવા લાગ્યા કે હે માતા. મારા માતા મહના કુળ રક્ષણને સારૂ સર્પસત્ર યજ્ઞના મંડપમાં હું જાઉં છું, અને ત્યાં જઇને ન્યાયમાર્ગમાં ઉપદ્રવ શાંતિ કરવાને વાસ્તે પ્રાર્થના કરૂં છું, એવું પોતાની માતાને કહીને આસ્તિકમુની ગયા. ત્યાં સર્પસત્ર મંડપમાં જઇને અનેક પ્રકારના વચન ચાતુર્યથી ભાષણ કરતાં કરતાં જનમેજયરાજાને તથા ધનવંતરીને વામનાવતારમાં જેમ બળીરાજાને મોહિત કર્યા હતા તેવા તેમને આસ્તિકમુનીએ મોહિત કર્યા. ત્યારે જનમેજયરાજાએ કહ્યું કે હે આસ્તિકમુની તમારે જે ઇચ્છા હોય તે મારા પાસેથી લ્યો. એવી રાજાની પ્રીતિ થતાં આસ્તિકમુની કહે છે કે હે રાજા જો તમે મને ઇચ્છિત આપતા હો તો હું એટલું માગું છું કે ઇંદ્ર સહ વર્તમાન તક્ષક નાગને છોડી દ્યો. એ પ્રમાણે ઋષિયે માગતાંજ સઘળા રાજ વર્ગના લોકમાં હાહાકાર થવા લાગ્યો, અને નાગ કુળમાં સર્વ જગામાં જય જયકારના શબ્દ થવા લાગ્યા, અને જનમેજયરાજાએ સર્પસત્ર યજ્ઞ સમાપ્ત કર્યો.

પછી સઘળા નાગરાજા મુનિનો મહિમા જોઇને કહે છે કે હે નાગ લોકો આપણુ સર્વને ધન્ય છે કે જેના કુળમાં આ મોહોટા મુનિ પેદા થયા, જેમણે માતામહ કુળને મૃત્યુથી છોડાવ્યું. તે માટે આ-જથી અમો સર્વ કહીયે છીયે કે જ્યાં આસ્તિક એવું નામ શ્રવણ ઉ-ચ્ચાર થાય ત્યાં સર્પનો ભય થશે નહીં. નવકુળ નાગોમાંથી જે શેષ (બાકી) રહ્યા છે એ સર્વના પ્રાણદાતા આસ્તિકમુનિ છે, માટે જે મનુષ્યને સર્પદંષ થયો હોય તે મનુષ્ય આસ્તિક મુનીતું નામ લેશે તો તેનું સર્પ વિષ નાશ પામશે. જે સર્પ આસ્તિક મુનિનું નામ સાંભળીને તે જગોમાંથી નહીં જાય તો સર્પસત્રમાં જેટલા સર્પ નાશ પામ્યા છે તેનું પાપ તેને શીર પડશે, માંટે આસ્તિકમુનિનું નામ સાંભળીને સર્પોએ તે જગા છોડી દેવી અને નિર્વિષ થઇ જવું અને કોઇને ડંશ કરવો નહીં. ચોવીસ ગોત્રના ભટ્ટ મેવાડા આદી બ્રાહ્મણોએ પ્રથમથી ભાવિ ઉપ-દ્રવનો નાશ કરવા સારૂ વાસુકી આદી સર્પોને આશિર્વાદ દીધો તે સર્વ સફળ થયો. પછી ત્યાં નાગદહપુર વાસુકીયે વસાવીને કેટલાક બ્રાહ્મ-ણોને ત્યાં વસાવ્યા, અને તે બ્રાહ્મણોની શેવા કરવાને વાસ્તે તેમના થી બમણા વાણીયાને રાખ્યા પછી તે બ્રાહ્મણ અને વાણીયાનું નામ નાગદાહ પાડવામાં આવ્યું. એ બ્રાહ્મણ અને વાણીયા પણ ભટ્ટ મે-વાડાઆદી બ્રાહ્મણોના આધીન રહેવા લાગ્યા, એટલાં સઘળાં કૃત્ય કરીને વાસુકી નિર્ભય થયા. એવું એ ભટ્ટ હરસ્થાન નિર્માણ કરવાનું પ્રયોજન કહ્યું. જે કોઇ આ ચરિત્ર શ્રવણ કરશે તેનાં સર્વ કાર્ય સફળ થશે. પછી તે ભટ્ટ મેવાડામાં આસ્તિકનો વંશ બહુ વિસ્તાર પામ્યો. હરિકૃષ્ણ શર્મા નામના પંડીતે પોતાના પુસ્તકમાં લખેલું છે કે પ્રાચિનકાળની હકીકત મારા સાંભળવામાં આવી છે કે મેવાડા બ્રાહ્મણોમાં ચાર ભેદ છે. એક દિવસ નાગ કન્યાના વિવાહના ઉત્સ-

વનો પ્રારંભ થયો તે વખતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણના ત્રણ પુત્ર વિવાહને વાસ્તે આવ્યા. તેમાં મોટો છોકરો નાગ કન્યાની પાસે જતાં તેના વિષની લેહેરના વાયુથી ગભરાઇને ગામના દરવાજા બહાર ભાગોળ સુધી નાશી ગયો તેથી તેના વંશમાં અને તેના અનુયાયી સર્વ ભટ્ટ મેવાડા થયા. બીજો ભાઇ નાગ કન્યાના વિષની લેહેરના વાયુથી ગભરાઇને ચૌટા સુધી નાશી ગયો વાસ્તે તેના વંશના અને તેના અનુયાયી જે હતા તે ચોરાશી મેવાડા થયા. ત્રીજો ભાઇ નાગ કન્યાના વિષના વાયુની લેહેરથી મૃત સરખો મુર્છિત થઇને પૃથ્વીપર પડયો, તે વખતે નાગ કન્યાની સખી તેને કહેવા લાગી કે હે નાગ કન્યા તારા ઝેરથી સઘળાને જો એવું થશે તો પછી તારી સાથે કોણ વિવાહ કરશે અને તારી મન કામના શી રીતે સિદ્ધ થશે. એવું સખીનું વચન સાંભળીને નાગ કન્યા પોતાના મન સાથે કેટલોક વિચાર કરીને ગોળનો એક નાગ બનાવીને વિષ ઉતારવા સારૂ મુર્છિત પડેલા બ્રાહ્મણ ઉપર નાખ્યો, એટલે તત્કાળ એ ત્રીજો ભાઇ ઉઠીને ઉભો થયો. પછી તેની સાથે તે નાગ કન્યાનો વિવાહ થયો, તે દિવસથી એ ત્રીજા ભાઇના સાથવાળા તથા તેના વંશના ત્રીપાણી એટલે ત્રવાડી મેવાડા નામથી વિખ્યાત થયા. ત્રવાડી મેવાડા બ્રાહ્મણમાંથી એક જણ મોઢ બ્રાહ્મણની કન્યા સાથે પરણ્યો, તે વખત સઘળા ત્રવાડી મેવાડા બ્રાહ્મણોએ ઘણીએ ના કહી પરંતુ રજોગુણ અહંકારને લીધે કોઇનું સાંભળ્યું નહીં, તેથી તે પોતાની નાતથી જુદા પડયા એટલે તેના સર્વ પક્ષકારો મળીને રાજસ મેવાડા નામથી પ્રખ્યાત થયા. આ જ્ઞાતિમાં વિવાહ પ્રસંગમાં પ્રથમ નાગ પુજા કરે છે. ભટ્ટ મેવાડા બ્રાહ્મણમાં બીજા ગામનો વર હોય તો ગામની બાહાર ગોળના નાગની પુજા કરીને પછી ગામમાં લાવે છે. કદાપી

એક ગામનાં વર કન્યા હોય તો પોતાના ઘરમાં ગોળના નાગની પુજા કરીને દીપ કરીને પછી વિવાહ ( લગ્ન ) કરવા જવાને નીકળવું. ચોરાશી મેવાડા બ્રાહ્મણમાં વર ગામનો અથવા પરગામનો હોય તો લગ્ન કરવા જતી વખત ચાર રસ્તાની વચમાં વર પાસે ગોળના નાગની પુજા ષોડશોપ ચારે કરીને દીવો કરીને પછી નાગ સ્તુતી કરીને પછી લગ્ન કરવા જવું. ત્રવાડી મેવાડા તથા રાજસી મેવાડામાં વર કન્યાના બાપને ઘેર જઇને ત્યાં દ્વાર પુજા ( પુંખણું ) થયા પછી તેજ વખત પલંગ ઉપર વરને સુવાડીને મૃતવત્ મુર્છિત સરખો થઇને સુઇ જાય છે પછી તેની વહુ પાસે આવીને ગોળનું પાણી છાંટે છે, એટલે વર ઉઠીને ઉભો થાય છે, પછી વરે ગોળના સાપની પુજા દીપક સ્તુતી કરીને પછી વિવાહ કર્મ ચલાવવું. એ પ્રકારે મેવાડા બ્રાહ્મણોની ઉત્પત્તિનો ભેદ વર્ણન કર્યો. ઉપરની હકીકત પદ્મપુરાણના પાતાળ ખંડમાં એક લિંગક્ષેત્રના માહાત્મ્યને વિશે તથા શ્રીમન હરીકૃષ્ણ શર્મા પંડિતે પોતાના પુસ્તકમાં વર્ણન કરેલી છે તે આધારે લખી છે.



# ૐ નમઃશિવાય.

# મેવાડા બ્રાહ્મણોની ચાર જ્ઞાતીઓની ઉત્પત્તિની પુરાતની હકીકત.

મેવાડમાં આવેલા ચિતોડગઢમાં બાપા રાવળના દીકરા વછરાજ નામના રાણા રાજ કરતા હતા. આ બાપારાવળ અયોધ્યાના સૂર્યવંશી પરમ પુરૂષોતમ ભગવાન શ્રી રામચંદ્રજીની પછી આશરે એંશીમી પેઢીએ થયેલા છે તેથી કરી આ વછરાજ રાજા સૂર્યવંશી રાણા કહેવાતા હતા. એમના રાજ્યમાં ચારે વર્ણોની પ્રજા હતી. (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય, અને શુદ્ર) તેમાં મેવાડા બ્રાહ્મણ. શીશોદીઆ ક્ષત્રી (રાજપુત્ર) શૂરવીર ધર્માધ ગણાતા હતા. વછરાજ રાજાના પ્રધાન મેવાડા બ્રાહ્મણ હરીદત્ત શર્મા હતા. તે પ્રધાનને કમળા નામની પુત્રી હતી. વછરાજ રાજાના ગોર શિવાનંદ શર્મા નામના મેવાડા બ્રાહ્મણ હતા. શિવાનંદ શર્માને ત્રણ પુત્રો હતા. સૌથી મોટા પુત્રનું નામ વિદ્યાધર હતું, વચલાનું નામ ગૌરીશંકર હતું, અને સૌથી ન્હાના પુત્રનું નામ પૂર્ણાનંદ હતું. તેમાં વિદ્યાધરે ચાર વેદ વિગેરે સર્વે ધર્મ શાસ્ત્રો સંપૂર્ણ રીતે ધર્મ શાસ્ત્ર પ્રમાણે ભણી ભટ્ટ નામની મોટી પદ્દી મેળવી હતી તેથી સર્વે બ્રાહ્મણો તેને ભટ્ટ કહી બોલાવતા હતા. ગૌરીશંકરે ચાર વેદનું અધ્યયન કર્યું હતું તેથી તેને સર્વે બ્રાહ્મણો ચતુર્વેદી કહેતા હતા. પૂર્ણાનંદે ત્રણ વેદનું અધ્યયન કરેલું હતું. તેથી તેને સર્વે બ્રાહ્મણો ત્રીવેદી કહેતા હતા. (પૂર્વે મેવાડા બ્રાહ્મણો વિદ્યામાં તથા ધર્મ શાસ્ત્રમાં કુશળ હતા તેની સાથે રાજકાર્યમાં તથા યુદ્ધ કળામાં પણ કુશળ હતા જે વખતે અલ્લાઉદીન ચીતોડગઢ ઉપર ચઢી આવ્યો તે વખતે શિશોદીઆ રજપુતોની જોડે

મેવાડા બ્રાહ્મણો પણ લડાઇમાં સામલ હતા અને રજપુતોની માફક પોતે પણ ઘણી બહાદુરી બતાવી હતી. ચિતોડઘઢનું એક કમાડ હયાત રહેલું તે મેવાડા બ્રાહ્મણોની બાહાદુરીથી રહેલ છે અને વળી તે કમાડ રાખવામાં બ્રાહ્મણોની સવામણ જનોઇ ઉતરેલી છે એટલે ઘણા બ્રાહ્મણો લડાઇમાં ખપી ગએલા હતા. હાલના વખતના મેવાડા બ્રાહ્મણોમાં ધર્મ—શૂરવીરતાનો જુસ્સો તથા વિદ્યા તથા લક્ષ્મી તથા રાજકાર્યમાં કુશળતા જોવામાં આવે છે તે મુળ પુરૂષોની નિશાનીઓ જણાય છે.) વછરાજ રાજાને વિમળા નામની દસ વર્ષની ઉમરની એક પુત્રી હતી. આ પુત્રી સૌન્દર્યવાન, શુશીળ, કાન્તિવાન, ધર્મિષ્ટ, શિવભક્ત હતી. પ્રધાનની પુત્રી પણ તેવીજ હતી. વછરાજ રાજાને દીકરી શિવાય બીજી પ્રજા નહી હોવાથી પોતે પુત્રી પ્રત્યે ઘણોજ પ્રેમ રાખતા હતા. તે વખતે સ્વયંવરની રીત હતી પણ આ રાજ કન્યાએ શ્રી એકલિંગજી ઇષ્ટનું એકાંત વાસમાં રહી તેર વર્ષ સુધી પુજન તથા ધ્યાન કરી શંકરને પ્રસન્ન કરવા ને શંકર જે વર આપે તેની સાથે લગ્ન કરવું, અને જો તેર વર્ષમાં શંકર વર ના આપે તો કમળ પુજા કરવી તેવો પોતાના મનમાં નિશ્ચય કરી પછી તે વાત પોતાના પીતા (વછરાજ રાજા) ને જણાવી. પુત્રી ધર્મ કાર્ય કરવા તત્પર થઇ છે તેથી રાજા ખુશી થઈ પોતે પુત્રીના એકાંત વાસ સારૂ પોતાના રાજ મેહેલની પાસે એક સુંદર મેહેલ ઘઢ તથા સુંદર બગીચા સાથે કરાવી આપ્યો. અને તે મેહેલમાં એક બાજુએ નાહાનું સુંદર શિવાલય કરાવી તેમાં શ્રી એકલિંગજી ઇષ્ટના બાણુની વિધીસર પ્રાણુ પ્રતિષ્ટા કરાવીને પોતાની પુત્રીને તે મેહેલમાં રહેવા આજ્ઞા કરી, અને મેહેલ ફરતો શૂરા રજપુતોનો પેહેરો મુક્યો. અને આ મેહેલમાં રાજાની રજા

શિવાય કોઇએ જવું નહી તેમ કોઇને જવા દેવો નહી તેવો હુકમ કર્યો, અને રાજ પુત્રીને કહ્યું કે તારા મેહેલના બગીચામાંથી જેટલા ફુલ ઉતરે તેમાંથી અડધા મારા તરફ મોકલવા ને અડધા તારે પુજન સારૂ રાખવા. રાજપુત્રીના મેહેલના બગીચામાંથી હમેશાં સવાદશેર ફુલ ઉતરતા હતા તેમાંથી અડધા ફુલ પોતાના પીતાને પુજન સારૂ હમેશાં મોકલતી હતી અને અડધા પોતે રાખતી હતી. રાજ કન્યાએ એકલિંગ મહાદેવનું તન અને મનથી પુજન તથા ધ્યાન કરવા માંડયું. એક વર્ષ વિત્યા બાદ એક દીવસે પાતાળના નાગદેવ આ રાજકન્યા શિવ પુજન કરતી હતી તે વખતમાં આવી શંકર ઉપર ફેણ નાખી બેઠા. રાજકન્યાની વૃત્તિ શંકર પ્રત્યે આરૂઢ હોવાથી તેણીએ નાગદેવને શંકર જાણી શંકર સાથે તેમનું પણ પુજન કર્યું. આ કન્યાના પુજન તથા ધ્યાન તથા ધર્મવૃત્તિથી નાગદેવ ખુશી થઇ અંતરધ્યાન થઇ પાતાળમાં ગયા. નાગદેવ પાતાળમાં ગયા તે વખતે રાજ કન્યાએ પુજન કરી સુંદર પુષ્પોનો ગજરો જે માહાદેવની સાથે તેમનું પુજન કરી ડોકમાં આરોપેલો હતો તે તેમના કંઠમાં રહેલો હતો ને સુંદરવાસ આપતો હતો. તે ઉપરથી નાગદેવની પુત્રી નાગકન્યાએ તેના પીતા નાગદેવને પુછયું કે આ મૃત્યુ લોકના બાગના સુંદર પુષ્પો કયાંથી લાવ્યા ? ત્યારે નાગદેવે મેવાડમાં આવેલા ચિતોડગઢના રાજા વછરાજની પુત્રી નિમળાએ તેર વર્ષની અંદરમાં એકાંતવાસમાં રહી એકલિંગજીનું આરાધન કરી શંકરને પ્રસન્ન કરી ઇષ્ટ જે વર આપે તેની સાથે વરવું ને ના આપે તો કમળ પુજા કરવી એવો ઠરાવ કર્યો છે તેથી એકલિંગજી માહાદેવનું તન અને મનથી ધર્મ શાસ્ત્ર પ્રમાણે પુજન તથા ધ્યાન કરવું શરૂ કર્યું છે. અને તેના પુજનથી પોતે પ્રસન્ન થયા તે વાત

કહી. આ ઉપરથી નાગ પુત્રીએ પોતાના પીતાને આગ્રહ કર્યો કે મને એકલિંગ માહાદેવના દર્શન કરાવો તથા તે પુત્રી દેખાડો. નાગદેવ પોતાની પુત્રીને મૃત્યુ લોકમાં નહી લેઈ જવા ઘણી રીતે સમજાવી છતાં શંકર પ્રત્યે તેની વૃત્તિ ઘણી હોવાથી તેણે તેના પીતાને કહ્યું કે મને એકલિંગ માહાદેવના દર્શન નહી કરાવો તથા તે રાજપુત્રી નહી દેખાડો તો હું દેહ ત્યાગ કરીશ. આ ઉપરથી તેણીને નાગદેવ રાજકન્યા પુજન કરતી હતી તે વખતે લેઇ આવ્યા. આ વખતે પણ રાજકન્યાએ શંકરની સાથે નાગદેવનું તથા નાગકન્યાનું પુજન વિધીસર કર્યું. નાગકન્યા પણ પોતાના પીતાની પેઠે રાજપુત્રીના પુજનથી તથા શંકર પ્રત્યેની રાજપુત્રીની આરૂઢ ભક્તી જોવાથી તથા રાજપુત્રીની ધર્મ વૃત્તી જોવાથી ઘણી પ્રસન્ન થઇ, અને પોતાના પીતાને થોડા દીવસ સુધી રાજકન્યાની માફક એકલિંગી માહાદેવનું પુજન કરવા સારૂ આ રાજકન્યા સાથે રહેવા દેવા વિનંતી કરી. નાગદેવે પોતાની પુત્રીને મૃત્યુ લોકમાં નહી રેહેવા સમજાવી, પણ તેણીએ પ્રથમની માફક દેહ ત્યાગ કરવાનું કહ્યું તેથી નાગદેવે પોતાની પુત્રીને રાજપુત્રી સાથે એક વર્ષ સુધી રહેવાની રજા આપી, અને નાગદેવ પોતાની પુત્રીને સાથે લેઈ રાજકન્યા પાસે જવા સારૂ રાજકન્યાના મેહેલમાં ગયા. અને રાજકન્યાને કહ્યું કે મારી પુત્રીની ઇચ્છા એક વર્ષ સુધી તમારી સાથે રહી એકલિંગ માહાદેવનું ધર્મ શાસ્ત્ર પ્રમાણે પુજન તથા ધ્યાન કરવાની છે માટે તમો તેને તમારી સાથે રાખો. તે વાત સાંભળી રાજકન્યા ઘણી ખુશી થઇ ને નાગકન્યા પોતાના જેવા સ્વભાવવાળી તથા સરખી વયની દેવ કન્યા છે એમ જાણી ખુશી સાથે રાખવાની નાગદેવને હા કહી. પછી નાગદેવ ઘણા પ્રસન્ન થઇ અંતરધ્યાન

થઈ પાતાળમાં ગયા. પછી આ બંને કન્યાઓએ પોતાના નીયમ પ્રમાણે એકલિંગનું પુજન તથા ધ્યાન કરવા માંડયું. રાજકન્યા શંકરના પુજનની સાથે આ નાગકન્યાનું પણ દેવકન્યા જાણી ધર્મ શાસ્ત્ર પ્રમાણે હમેશાં પુષ્પો ઇત્યાદીકવડે પુજન કરતી હતી, અને બંને કન્યાઓ અરસપરસ સખી સ્નેહથી રહેતી હતી. રાજપુત્રી પોતાના બાગમાંથી પોતાના પીતાને દરરોજ સવાદસશેર ફુલ ઉતરતાં હતાં તેમાંથી અડધા ફુલ મોકલતી હતી. જે દીવસથી રાજપુત્રીએ નાગકન્યાનું પુષ્પો સહીત પુજન કરવું શરૂ કર્યું ત્યારથી થોડાં પુષ્પો પોતાના પીતાને મોકલવા માંડયાં. પોતાની દીકરી પ્રથમ કરતાં હાલ થોડા ફુલો શા કારણથી મોકલે છે તેનો છુપી રીતે પોતાની જાતે તપાસ કરવાનો વછરાજ રાજાએ મનમાં ઠરાવ કર્યો. પછી એક દીવસ પ્રાતઃકાળમાં ઉઠી રાજપુત્રીના મેહેલના ધઢ ઉપર છુપી રીતે ઉભા રહી મેહેલમાં કોણ છે તે જોવા માંડયું. રાજાજી જે વખતે ધઢ ઉપર આવ્યા ત્યાર પછી થોડીવારે રાજપુત્રી પોતાની સખી (નાગકન્યા) સાથે પુષ્પો વીણવા સારૂ પોતાના મેહેલમાંથી નીકળી બગીચામાં આવ્યાં, અને બંને કન્યાઓએ બાગમાં શિવ પુજન માટે પુષ્પો વીણવા આમતેમ ફરવા માંડયું. આ બંને બાળાઓને જોઈ રાજાના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા, અને મન સાથે વિચાર કર્યો કે મારી પુત્રીની સાથે બીજી સૌન્દર્યવાન કન્યા કોણ છે તેનો તપાસ કરવો જોઇએ. પછી રાજા ધઢ ઉપરથી છુપી રીતે ઉતરી તે બે કન્યાઓ જ્યાં ફરતી હતી ત્યાં એકદમ આવી નાગ કન્યા કે જેના વીશે રાજાને વેહેમ હતો તેને પકડવા માંડી. પુરૂષના પગનો ધબકારો સાંભળી બંને બાળાઓ એકદમ ફુલ વીણવાં પડતાં મુકી મેહેલ તરફ દોડી ગઇ. રાજા

નાગકન્યા પાછળ દોડયો તેથી નાગકન્યાના મનમાં એમ આવ્યું કે આ મૃત્યુ લોકનો રાજા મને પકડશે તેથી રાજમેહેલમાં નહી જતાં પૃથ્વીમાં સમાવા માંડયું. નાગપુત્રીને પૃથ્વીમાં સમાતાં સમાતાં રાજાના હાથમાં નાગપુત્રીના અંબોડે સુંદીર ફુલની વેણી (ગજરો) હતી તે હાથમાં આવી અને નાગપુત્રી પૃથ્વીમાં સમાઇ જઇ, પાતાળમાં પોતાના પીતા પાસે ગઈ. અને રાજકન્યા પાસે બનેલી તથા રાજા તેણીને પકડવા આવ્યો તે હકીકત પોતાના પીતાને કહી. આ ઉપરથી નાગદેવે પોતાની પુત્રીને કહ્યું કે તને મૃત્યુલોકના પુરૂષનો સ્પર્શ થયો માટે હવે તને દેવલોક વરશે નહીં, માટે તું તે રાજપુત્રી પાસે મૃત્યુ લોકમાં જઇ રહે અને.વળી ઠપકામાં એવું કહ્યું કે મેં તને પ્રથમથીજ મૃત્યુ લોકમાં જવાની ના કહી હતી તેમ છતાં તેં બાળહઠ તથા સ્ત્રીહઠ કરી મને અતીશય આગ્રહ કરી લેઇ જવા તથા રહેવા દેવા કહ્યું તેનું જે ફળ આવ્યું તે તારી પોતાની ભુલને લીધે છે માટે તું ભોગવ. આ ઉપરથી નાગ કન્યા એકદમ શોકાતુર થઇ મૃત્યુ લોકમાં રાજપુત્રી પાસે આવી. પોતાના પીતાએ તેણીને જે ઠપકો દીધો હતો તે તમામ હકીકત કહી, અને પોતાને દેવલોક વરશે નહી તેથી રાજપુત્રી પાસે ઘણું આક્રંદ કર્યું. પછી રાજપુત્રીએ નાગપુત્રીને ધર્મ શાસ્ત્ર પ્રમાણે સમજાવી કહ્યું કે જે જે હકીકત બને છે તે દેવ તથા મનુષ્યના હાથમાં નથી સૌ સૌનાં પ્રારબ્ધ કર્મ પ્રમાણે બનાવ બને છે માટે તું શોક છોડી દેઇ મારી સાથે રહી પ્રથમ પ્રમાણે શંકર પ્રત્યે પ્રીતી રાખ, અને તેમનું આરાધન કર કે જેથી તે સહાય થશે. આ પ્રમાણે ધીરજ આપીને એમ પણ કહ્યું કે મારા સમજવા પ્રમાણે મારી પાસે રહેવાથી તમને આવું દુઃખ થયું તે માટે હું શંકરની પ્રતિજ્ઞા કરી કહું છું કે

તમારૂં લગ્ન થયા પછી હું લગ્ન કરીશ. પછી ઉપરની હકીકતથી બંને બાળાઓ પ્રથમ કરતાં વધારે સ્નેહથી રાજમેહેલમાં રહી, અગાઉ પ્રમાણે શિવ પુજનમાં વર્તવા લાગી. નાગકન્યા પાતાળમાં ગઇ ત્યાર પછી વછરાજ રાજા નાગકન્યાની વેણી ( ગજરો ) લેઇ પોતાની પુત્રી પાસે મેહેલમાં ગયા, અને બીજી કન્યા કોણ હતી તે બાબત પોતાની પુત્રીને સોગન આપી પુછયું. રાજપુત્રીએ એકલિંગજી ઇષ્ટની પ્રતિજ્ઞા કરી કહ્યું કે એ નાગપુત્રી હતી, ને તે તેના પીતા નાગદેવ સાથે ઇષ્ટના દર્શને આવેલી હતી. તેણીને મારી પુજા વીગેરે ઇષ્ટ આરાધના જોઇ ઇષ્ટનું પુજન કરવા મન થવાથી પોતાના પીતાની તથા મારી આજ્ઞા લેઇ મારી સાથે રહી હતી. તે દેવ કન્યા તથા સ્ત્રી જાતી હોવાથી મેં આપને ખબર આપી નથી તે માફ કરશો. તે પુત્રી એક વર્ષ દીવસથી ઇષ્ટ આરાધના સારૂ મારી સાથે સખીભાવ રાખી રહેતી હતી. તે પુત્રી દેવકન્યા તથા ધર્મશીળ, નિતીમાન અને શંકરભક્ત હોવાથી તથા તેના પીતાનો તથા તેણીનો અતીશય આગ્રહ હોવાથી મેં રાખી હતી, ને તે મારા લાયક સખી છે તેવું જાણીને રહેવાની હા પાડી હતી. વછરાજ રાજાને પોતાની પુત્રીની વાત સત્ય છે તેવું જણાયાથી પછી તે પોતાના રાજમેહેલમાં વેણી ( ગજરો ) સાથે ગયા. જે દીવસે વછરાજ રાજાએ નાગપુત્રીના અંબોડાની વેણી લીધી તે દીવસની રાત્રીએ રાજાને એકલિંગજીએ સ્વપ્ન દીધું કે તું જે દેવપુત્રીનો ગજરો લાવેલોછું તેનું તારે હમેશાં પુજન કરવું અને તારૂં નામ વેણી વછરાજ રાજા એવું પદ ધારણ કરવું. આ પ્રમાણે રાજાએ કર્યું. ત્યાર પછી નાગકન્યા રાજપુત્રી પાસે આવી રહી. ( વેણી વછરાજરાજાના રાજમાં જે બ્રાહ્મણો હતા તે મેવાડા ઉર્ફે નાગદાહ બ્રાહ્મણો હતા. બાપારાવળના વખતમાં પણ

નાગદા ઉર્ફે મેવાડા બ્રાહ્મણો હતા. ) પછી એ વર્ષ વીત્યા બાદ રાજકન્યાના અને નાગ પુત્રીનાં ધર્મ શાસ્ત્ર પ્રમાણેના પુજનથી તથા એકાગ્રહ ભક્તીથી તથા ધ્યાનથી શંકર બંને બાળાઓપર પ્રસન્ન થઇ પોતે પ્રત્યક્ષ દર્શન દીધાં, અને કહ્યું કે "હે બાળાઓ! હું તમારી આરૂઢ ભક્તીથી ઘણોજ પ્રસન્ન થયો છું માટે (**वहंब्रुहि**) વરદાન માગો." ત્યારે રાજકન્યાએ પોતાના પણ (બાધા) મુજબ નાગકન્યાને પ્રથમ પરણાવવાના હેતુથી નાગકન્યા સારૂ તેણીના લાયક સ્વામિ આપવા કહ્યું, ને પોતાને વાસ્તે કાંઇ પણ શબ્દ બોલી નહિ. આવું ધર્મયુક્ત નિતીવાળુ રાજકન્યાનું કામ જોઇ શંકર પ્રસન્ન થઇ રાજકન્યાને કહ્યું કે "મારૂ વરદાન છે કે તમો બંને કન્યાઓને તમારા યોગ્ય વર સાથે વછરાજ રાજા વરાવશે અને ફરી રાજકન્યાને એમ પણ કહ્યું કે આ વાત આજ રાત્રે હું તારા પીતાને સ્વપ્નામાં કહીશ, માટે તમો બંને નિર્ભયપણે રહી જે કાર્ય કરો છો તે કરે જાઓ." આથી બંને બાળાઓ ઘણીજ પ્રસન્ન થઇ અને શંકરને પાગે પડી તથા તેમનું વિધીસર પુજન કર્યું. પછી શંકર પ્રસન્ન થઇ અદ્દશ થયા. ત્યાર પછી બંને બાળાઓ પ્રસન્ન સુખે મેહેલમાં જઇ ભોજન કરી નીચે પ્રમાણે શિવ સ્તુતિ કરી નિદ્રાવશ થઇઓ.

## श्री इष्ट स्तुति

### રાગ—યોવન ખીલ્યું.

આયુષ જાય છે, એકલિંગજીનું ધ્યાન ધરો,
જેથી મોક્ષ પામીને, સિંધુ સેજ તરો;
આત્મ રૂપને ધરો, શોહંપદને વરો. ૐ ૐ ૐ આયુષ. ટેક—

મનુષ્યાદેહી પામીને, શિવનામ જપો,
વળી નિત્યે કરો, શમ દમ તપો;
જેથી થાય નફો, શિવરૂપમાં ખપો. ૐ ૐ ૐ આયુષ. ૧
અહંવૃત્તી ટાળીને, કરો ઇષ્ટ શેવા,
ત્ર્ષ્ણા રાખો નહી, તેનું ફળ લેવા;
જાય માઇકિ હેવા, પામો જ્ઞાન મેવા. ૐ ૐ ૐ આયુષ. ૨
સચ્ચિદાનંદ રૂપ, છે શિવ હરી,
વેદશ્રૃત્તિ વદે છે, પોકાર કરી;
સુણો લક્ષ ધરી, કહે દાસ હરી. ૐ ૐ ૐ આયુષ. ૩

પછી એ રાત્રીએ શંકરે વછરાજ રાજાને એવું સ્વપ્ન દીધું કે તારી પુત્રી તથા નાગકન્યા મારા આરૂઢ ભકતો છે અને તેમની ભક્તીથી હું તે બંને બાળાઓપર ઘણોજ પ્રસન્ન થયો છું માટે આજથી સાત દીવસની અંદરમાં તે બંને કન્યાઓ વરાવવાને યોગ્ય થઇ છે માટે તારા ગોર શિવાનંદને ત્રણ પુત્રો છે ને તેઓ મારા આરૂઢ ભકતો છે તેમ તેઓ બંને બાળાઓને યોગ્ય વરો છે માટે તે ત્રણે પુત્રોમાંથી બે મ્હોટા સાથે બંને બાળાઓને વરાવ. રાજા પણ શંકરનો આગ્રહી ભક્ત હતો તેથી તેણે સ્વપ્નની વાત ખરી માની પોતાના ગોર શિવાનંદને બોલાવી કહ્યું કે નાગકન્યાને તથા મારી પુત્રીને તમારા પુત્રોમાંથી બે મ્હોટા પુત્રો સાથે વરાવવાની ગઇ રાત્રે સ્વપ્નામાં એકલિંગી ઇષ્ટે આજ્ઞા કરી છે માટે તમો તે પ્રમાણે વર્તો. ત્યારે ગોરે કહ્યું કે હું ઇષ્ટદેવની આજ્ઞા કબુલ કરૂં છું; પણ મારી ઇષ્ટદેવ પાસે તથા તમારી પાસે એટલી વિનંતી છે કે ઇષ્ટદેવ ત્રણે પુત્રો સારૂ કન્યાઓ મેળવે, તથા તમો ત્રણે પુત્રોને કન્યાદાન આપો તો હું ખુશી છું. માટે ત્રીજી કન્યા બાબત હું તથા

તમો ઇષ્ટદેવનું ઉપવાસ સહીત પુજન તથા ધ્યાન કરીએ. આ વાતની રાજાએ હા પાડી. પછી બંને જણે ઇષ્ટદેવનું શાસ્ત્ર પ્રમાણે પુજન તથા ધ્યાન શરૂ કર્યું. આ બંને જણાની ભક્તીથી શંકર પ્રસન્ન થયા અને ત્રીજે દીવસે રાત્રે બંને જણને સ્વપ્ન દીધું કે ત્રીજા પુત્રને લાયક કન્યા પ્રધાનની પુત્રી કમળા છે, તેને પણ રાજાએ ગોરના ત્રીજા પુત્ર સાથે વરાવવી. આ પુત્રી પણ બંને બાળાઓ જેવી મારી આરૂઢ ભક્ત છે ને ગોરનો ત્રીજો પુત્ર પણ તેણીને લાયક છે. માટે રાજાએ ગોરના ત્રણે પુત્રો સાથે ત્રણે કન્યાઓનાં એકજ દીવસે કન્યાદાન આપવાં, તેમાં નાગકન્યાનું પ્રથમ આપવું. કારણ કે મારી ભક્ત રાજપુત્રીનું પણ (બાધા) જાય નહી કેમકે હું ભક્તાધીન છું. શંકરના સ્વપ્નની વાતથી રાજા તથા ગોર પ્રસન્ન થયા. પછી સવારમાં રાજાએ પ્રધાનને બોલાવી ગોરની સમક્ષ સ્વપ્નની વાત કહી. પ્રધાન પણ શંકરનો આરૂઢ ભક્ત હતો તેથી તેણે સ્વપ્નની વાત ખરી માની, પોતાની પુત્રી વરાવવાની હા પાડી. પછી ત્રણેજણે શ્રી ઇષ્ટદેવની જય બોલાવી અને નીચે પ્રમાણે ત્રણે જણે શિવ ભક્તીના રહસ્યનું ભજન ગાયું.

### રાગ—ગરબી.

ભાઇ આવી સુંદીર મનુષ્યા દેહ પામી, નામ શિવનું લ્યો.
સુંદીર તનમાં, સુંદીર મન છે, સુંદીર કર્ણું, સુંદીર સાધન છે,
તોપણ સુંદીર તત્વ ગ્રહે નહી, આત્મ ઘાતીક તે. ભાઇ આવી. ટેક.
હરતાં ફરતાં રમતાં જમતાં, સ્વપતિને પ્રભુ જે ગણનારી,
નારીના ચિત્તમાં ચોટી રહ્યા પ્રભુ, તે મનમાં અન્ય નહી રટનારી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો.(૨) ભાઇ. ૧
લાખ ક્રિયા કદી લોભી કરે પણ, દ્રવ્યથી વૃત્તિ નથી છુટનારી,

કામીનું ચિત્ત છે કામની અંદર, વૃત્તિ જણાએ તેની નઠારી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો.(૨) ભાઇ. ૨
ખેલાડી ખેલ કરે દોર બાંધી, દોર માંહે એક ચિત્ત ચોંટાડી,
નૃત્યની રીત બેડાં શિરધારી, નૃત્ય કરે બેડાં ચિત્ત ચોંટાડી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો.:(૨) ભાઇ. ૩
અહો નિશ શિવ શિવ જપ્યા વિના, જન્મ મરણ નહિ મટનારૂં,
વેદ શ્રુતિ એમ વાણી વદે, માટે દાસ હરી કહે શિવ ઉર ધારૂં,
માટે નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો.(૨) ભાઇ આવી. ૪

પછી રાજાએ લગ્નની તૈયારી કરાવવા માંડી. પ્રધાનની પુત્રી પણ રાજ કન્યા તથા નાગ કન્યા જેટલી વયની તથા તેમના જેવા ગુણોવાળી હતી. તેમ ગોરના ત્રણે પુત્રો પણ સરખીજ પ્રકૃતિવાળા હતા. ફક્ત વિદ્યામાં એક બીજાથી સેજ ઉતરતા હતા. રાજાએ તથા પ્રધાને તથા ગોરે મળી ત્રણે કન્યાઓનું કન્યાદાન આપવાનો દીવસ નક્કી કરવા સારૂં જોશીને બોલાવ્યા. પછી જોશીએ આવી ત્રણે કન્યાઓના તથા ત્રણે પુત્રોના ગ્રહો મેળવી માહા શુદી પંચમી (વસંતપંચમી) નું મૂહુર્ત આપ્યું, તે ત્રણે જણે કબુલ રાખી લગ્ન-સામગ્રી તૈયાર કરાવવા ઠરાવ કર્યો. આ ત્રણે કન્યાઓમાં નાગકન્યા પાતાળના દેવલોકની કન્યા હોવાથી બે કન્યાઓ કરતાં ઘણી સ્વરૂ-પવાન, તેજોમય અને રૂપાળી હતી. ઉપરની હકીકત ગોરના ત્રણે પુત્રોના જાણવામાં આવ્યાથી ત્રણે પુત્રો નાગકન્યાજ વરવા તૈયાર થયા, ને તે વાત ત્રણે જણે પોતાના પીતાને તથા રાજાને નિવેદન કરી. આ વાત સાંભળી રાજા તથા ગોર તથા પ્રધાન ચિન્તામાં પડયા, ને વીચાર કરવા લાગ્યા કે જો આપણે આપણી મરજી પ્રમાણે કન્યાદાન આપીશું તો આમાંથી ત્રણે પુત્રોમાં કુસંપ થશે

તથા વિઘ્ન આવશે માટે આપણે દેવઆજ્ઞાથી કન્યાદાન દેવાનાં છે તો દેવની આજ્ઞા લેવી ને ઇષ્ટદેવ જે આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવું અને ત્રણે પુત્રોને બોલાવીને કહેવું કે આ ત્રણે કન્યાઓ ઇષ્ટ દેવની આજ્ઞાથી વરાવવાની છે, અને તેમાં તમો ત્રણે જણ નાગકન્યા પ-રણવા તૈયાર થયા છો, માટે તે બાબત ઇષ્ટદેવની આજ્ઞા લેવાની છે ને તે જે આજ્ઞા કરશે તે પ્રમાણે તમોએ વર્તવું પડશે. આ પ્રમાણે ત્રણે જણે ત્રણ પુત્રોને બોલાવી ઉપરની હકીકત કહી. ત્રણે પુત્રોએ કબુલ કર્યું કે ઇષ્ટદેવ જે આજ્ઞા કરશે તે પ્રમાણે અમો વર્તીશું. જો ના વર્તીએ તો ઇષ્ટદેવના સોગન છે. આ પ્રમાણે ત્રણે પુત્રો કબુલ થવાથી રાજાએ ઇષ્ટદેવની ત્રણ દીવસ સુધી ઉપાસના કરી. ત્રીજે દીવસે રાજાને શંકરે પુજા પુરી થયા પછી પ્રત્યક્ષ દર્શન આપી કહ્યું કે "એક કન્યા માટે ત્રણ વર તૈયાર થયા છે ને તેથી તને સંકટ આવવાથી તેં મારી ભક્તિ કરી છે ને હું તારી ભક્તિથી તારૂં સંકટ દૂર ક-રવા સારૂ આવ્યો છું માટે તું નીચેના ઠરાવ પ્રમાણે વર્ત, અને તે ઠરાવ પ્રમાણે જે પુત્ર વર્તે તેને નાગકન્યા વરાવજે." ઇષ્ટદેવે ના-ગકન્યા વરાવવા બાબત જે આજ્ઞા કરી તે આજ્ઞા. "ગોરના ત્રણે પુત્રોને લગનના દીવસે નગ્ર બાહાર એક ગાઉ દુર મોકલવા ને વા-રાફરતી ઉમર પ્રમાણે એક એક જણને રાજમેહેલના દ્વારના ઉમરા સુધી દ્વારના તોરણ નીચે આવી ઉભા રહેવા કહેવું અને નાગકન્યા-ને સુગંધીદાર પદાર્થોથી મર્દન કરાવરાવી તથા નિર્મળ જળથી સ્નાન કરાવરાવી, સુવસ્ત્ર અલંકારો પરીધાન કરાવરાવવી મેહેલના સૌથી ઉંચા ભાગપર સખીઓ સાથે બેસારવી. એવી જગોએ બેસારવી કે એક ગાઉથી તે કન્યાને જોઇ શકાય. પછી જે પુત્ર તોરણ સુધી આવે અને નાગકન્યાના સ્વરૂપથી અંજાઇ જઇ મૂર્છા ખાઇ પડે

નહી તેના વેરે વરાવવી. તેમાં ન્હાનો હોય કે મ્હોટો હોય તે જોવું નહી. કદી કોઇ પુત્ર તોરણ સુધી આવી નાગકન્યાના રૂપના તેજથી અંજાઇ જઇ મૂર્છા ખાય તો આ અમ્રત કુંપ્પો આપું છું તે નાગકન્યાને આપવો ને નાગકન્યાએ આવી તે કુંપ્પો છેટે રહી તેનાપર છાંટવો. અને તેને બરોબર શુદ્ધિમાં આણુવા સારૂ નાગકન્યાની ચાર સૌભાગ્યવતિ સખીઓને આજ્ઞા કરવી કે તે બ્રહ્મચર્યવાન પુરૂષને નહી અડતાં તેને યુક્તિથી જાગૃત કરે, ને તે બરોબર જાગૃત થયા પછી પોંખીને તે પુત્ર સાથે નાગકન્યા વરાવવી. કદી કોઇ પુત્ર તોરણ સુધી નહી આવતાં વચમાં પડે તેને આ અમ્રતકુંપ્પો બીજા પાસે છંટાવી જાગૃત કરવો." રાજાએ ઇષ્ટની આજ્ઞા પ્રમાણે વર્તવા શંકરને કહ્યું એટલે શંકર પ્રસન્ન થઇ અંતરધ્યાન થયા. રાજાએ પ્રધાન તથા ગોરને બોલાવી શંકરની આજ્ઞાની વાત કહી. તેઓએ પ્રસન્ન થઈ તે પ્રમાણે વર્તી પરણાવવાનો ઠરાવ કર્યો. ગોરે ઉપરની હકીકત પોતાના પુત્રોને કહી. પુત્રોએ શંકરની આજ્ઞા માથે ચડાવી તે પ્રમાણે વર્તવા કબુલ કર્યું. પોતાના પુત્રો શંકરની આજ્ઞા પ્રમાણે વર્તવા કબુલ થયા તે વાત રાજાને કહી. રાજાએ પ્રસન્ન થઇ તે પ્રમાણે વર્તવા તૈયારી કરાવવા માંડી તથા લગ્નની સામગ્રી તૈયાર કરાવવા માંડી. ને જોશીએ પ્રથમ જે વસંતપંચમીનું મૂહુર્ત આપ્યું હતું તેજ નક્કી કરી ગોર તથા પ્રધાનને કહ્યું. તેમણે તે કબુલ કર્યું. પછી રાજાએ સુંદર લગ્ન મંડપ રચાવી લગ્નના દીવસે ગોરના ત્રણ પુત્રોને નગ્ર બાહાર એક ગાઉ ઉપર ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે મોકલ્યા, ને નાગકન્યાને સુગંધીદાર તેલોથી મર્દન કરાવરાવ તથા નિર્મળ જળથી સ્નાન કરાવરાવી તથા સુંદર વસ્ત્રો તથા અલંકારો પરીધાન કરાવરાવી ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે રાજમેહેલના

દરવાજા ઉપર સૌથી ઉંચા ભાગની ઝરૂખાવાળી અટારીપર સૌ સખીઓ સાથે બેસારી. આ અટારી ગોરના પુત્રોને આવવાના રસ્તા સામી હતી. પછી ગોરના ત્રણ પુત્રોમાંથી સૌથી મોટો વિદ્યાધર જે ભટ્ટ કહેવાતો હતો તે આવવા નિકળ્યો. વિદ્યાધર નગ્ર બહાર નગ્રના દરવાજા સુધી એટલે ગામડાના લોકો જેને ભાગોળ કહે છે તે જગો સુધી આવ્યો ને નાગ કન્યા સામી નજર કરતાં તે કન્યાના રૂપના તેજથી અંજાઈ જઇ મૂર્છા ખાઇ નગ્રના દ્વાર નજીક એટલે ભાગોળે પડયો. રાજાને ખબર થતાં અમૃતકુંપ્પો લેઇ પોતાનો અનુચર મોકલી તે તેને છાંટાવી તેની મૂર્છા વળાવી. એટલે તે નાગકન્યાની આશા છોડી પોતાને ઘેર ગયો. પછી ગોરનો બીજો પુત્ર ગૌરીશંકર જે ચતુર્વેદી કહેવાતો હતો તે રાજમેહેલના દ્વાર સુધી આવવા નિકળ્યો. પણ તે નગ્રના મધ્ય ભાગ સુધી એટલે જ્યાં નગ્રના લોકો બેશી નગ્રના લોકના સાધારણ કજીઆઓનો નીકાલ કરતા તે જગ્યા સુધી એટલે ચોરા સુધી તથા વેહેપારી લોકો જ્યાં પોતાનો માલ વેચવા સારૂ બેસતા તે ચૌટા સુધી આવતાં ચોરા આગળ ચૌટામાં નાગકન્યા તરફ દષ્ટી કરતાં તેણીના રૂપના તેજથી અંજાઈ જઇ પોતાના વડીલ બંધુની માફક મૂર્છા ખાઈ પડયો. રાજાને ખબર થતાં તેના મોટા ભાઇની માફક તેની પણ મૂર્છા વળાવી, કે તરત તે પોતાના મોટા ભાઇની પેંઠે નીરાશ થઇ પોતાને ઘેર ગયો. ત્યાર પછી ગોરનો ન્હાનો પુત્ર પૂર્ણાનંદ જે ત્રિવેદી કહેવાતો હતો તે ઠરાવ મુજબ રાજમેહેલના દ્વારના ઉમરા સુધી દ્વારના તોરણ નીચે આવી ઉભો રહેતાં નાગકન્યા સામી દષ્ટી કરતાં નાગકન્યાના રૂપના તેજથી અંજાઈ જઈ મૂર્છા ખાઇ તોરણ નીચે પડયો. આ જે ગોરનો ન્હાનો પુત્ર ઠરાવ મુજબ રાજમેહેલના દ્વાર સુધી તોરણ નીચે આવ્યો

તેથી તેની મૂર્છા વાળવા સારૂ ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે રાજાએ તથા પ્રધાને તથા ગોરે મળી નાગકન્યાને શંકરનો આપેલો અમૃતકુંપો તેના ઉપર છાંટવા મોકલી. નાગકન્યા અમૃતકુંપો છાંટી આવ્યા બાદ ઇષ્ટદેવની આજ્ઞા મુજબ ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓને તે ગોરના ન્હાના પુત્રને બરોબર જાગૃત કરવા સારૂ તેને નહી અડતાં બીજી યુક્તિથી જાગૃત કરવા મોકલી. તે સ્ત્રીઓએ તેને અડકયા વિના જાગૃત કરી બરોબર શુદ્ધિમાં આણ્યો. ત્યાર પછી રાજાએ તેને શાસ્ત્રવિધી પ્રમાણે પોંખાવરાવ્યો ને લગ્ન મંડપમાં લાવી તેને શુશોભીત આસનપર બેસાર્યો. પછી રાજાએ ઇષ્ટની આજ્ઞા પ્રમાણે ત્રણે કન્યાઓનાં કન્યાદાન આપવા સારૂ ગોરને તેમનાં સગાં સબંધીઓ સાથે તથા નિરાશ થયેલા બે પુત્રો સાથે લગ્ન મંડપમાં તેડાવ્યા. તેમ પ્રધાનને પણ તેની પુત્રી તથા સગાં સબંધીઓ સાથે બોલાવ્યા. પછી ત્રણ પુત્રોને ત્રણ પુત્રીઓના કન્યાદાન આપવાની રાજાએ તૈયારી કરાવી. ધર્મ શાસ્ત્ર પ્રમાણે વિધિસર નીચે પ્રમાણે રાજાએ મોટા ઉત્સવ સાથે ત્રણ કન્યાદાન આપ્યાં. તેની સાથે પેહેરામણીમાં નીચે પ્રમાણે ત્રણ પુત્રોને એક એક ગામ કન્યાદાન વખતે આપ્યું. તેમાં ઇષ્ટની આજ્ઞા પ્રમાણે નાગકન્યાનું પ્રથમ કન્યાદાન આપ્યું, જેથી આખા નગ્રમાં જય જયકાર થયો.

ગોરના મોટા પુત્ર વિદ્યાધરભટ્ટ જે ભટ્ટ કહેવાતો હતો અને ભાગોળે મૂર્છા ખાઇ પડયો હતો તેને રાજાએ પોતાના પ્રધાનની પુત્રી કમળાનું કન્યાદાન દીધું ને ભટાર ગામ આપ્યું.

વચલા પુત્ર ગૌરીશંકર જે ચતુર્વેદી કહેવાતો હતો ને જે ગામની વચમાં ચૌટામાં ચોરા આગળ મૂર્છા ખાઇ પડયો હતો તેને પોતાની પુત્રી વિમળાનું કન્યાદાન દીધું, ને ચોરાળ ગામ આપ્યું.

ગોરના ન્હાના પુત્ર પૂર્ણાનંદ જે ત્રિવેદી કહેવાતો હતો, ને જે તોરણ સુધી આવી મૂર્છા ખાઇ પડ્યો હતો, તેને ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે નાગકન્યાનું પ્રથમ કન્યાદાન દીધું ને તોરણા ગામ આપ્યું.

ઉપર પ્રમાણે ત્રણે લગ્નો એકજ દીવસે એટલે વસંતપંચમીનાં દીવસે થયાં છે. આ ત્રણે પુત્રોને તથા તેમનાં માતપીતાને તથા સગા સંબંધીઓને રાજાએ રૂડી રીતે જમાડી રૂડી રીતે પહેરામણી વીગેરે આપી. પછી ત્રણે કન્યાઓને રાણીજીએ નીચે પ્રમાણે સ્ત્રી ધર્મનો ઉપદેશ કર્યો.

### રાગ—પુનમચાંદનીનો.

બેહેનો સંસારે સુખ છે શીયળમાંરે,
કરજો પ્રીતથી વ્હાલીઓ એ વ્રત,
અતી ઉમંગ ધરીને બેહેનો અંગમાંરે;
બેહેનો શાસ્ત્રમાં સુંદરતા એની લખીરે,
વીધી વ્રત તણી કરજો ધરી પ્રીત,
અતી ઉમંગ ધરીને બેહેનો અંગમાંરે. ટેક.

### સાખી.

નિત્ય ઉઠીને નીમથી, પ્રભુ પતિ ધારી,
તન મનથી શેવા કરો, અહો મારી પ્યારી.
પર નર પ્રીતી અગ્ની સમાન છે રે,
લખી શાસ્ત્ર માંહે રૂડી એ રીત. અતી. ૧

### સાખી.

પતિ જમાડીને પછી, જમીએ રાખીએ ટેક;
આજ્ઞા સાર અનુસરી, વચનજ રાખીએ એક,

માલણુ કુંભારણુ નીચ તણો, સંગ છોડીએરે.
ઉંઘ આળસ એ સૌને કરો દૂર. અતી.

સાખી.

સાસુ સસરા નણંદનું, કહેવું ધરીને કાન;
ઉંચે સ્વરે નવ બોલીએ, રાખીએ સૌનું માન,
જેથી ઇજ્જતમાં રહીએ, બેહેનો આપણેરે;
સારી શિખ હોય તેને ધરો ઉર. અતી. ૩

સાખી.

જીવ જતાં નહી છોડશો, શીયળ સુભ છે વ્રત;
કદી તમે કરશો નહી જગત વિશે કુડું કૃત્ય,
બેહેનો સંસારે સુખ છે શીયળમાંરે;
કરજો પ્રીતથી વ્હાલીઓ એ વ્રત,
અતી ઉમંગ ધરીને બહેનો અંગમાંરે. ૪

ઉપર પ્રમાણે રાણીજીએ કહ્યું, ત્યાર પછી રાજાએ ત્રણે કન્યાઓને સદુપદેશ કરી સુશોભીત વસ્ત્રાલંકાર આપી વિદાય કર્યા ને આખા નગ્રમાં મ્હોટો ઉત્સવ થયો. ગોરના ત્રણે પુત્રો પછી પોતપોતાને મળેલા ગામમાં રહ્યા, ને આ ત્રણે કન્યાઓનો જે પરીવાર થયો તેને મેવાડના બ્રાહ્મણો નીચે પ્રમાણે કહેવા લાગ્યા ને તે પ્રમાણે ત્રણે ન્યાતીઓ બંધાઇ.

વિદ્યાધર ભટ્ટના વંશને ભટ્ટ મેવાડા બ્રાહ્મણ ગૌરીશંકર ચતુર્વેદીના વંશને ચતુર્વેદી ઉર્ફે ચોરાશી મેવાડા બ્રાહ્મણ ને પૂર્ણાનંદ ત્રિવેદીના વંશને ત્રિવેદી ઉર્ફે ત્રવાડી મેવાડા બ્રાહ્મણ. એ રીતે મેવાડના બીજા બ્રાહ્મણો કહેવા લાગ્યા. આ શિવાય જે મેવાડ દેશમાં બ્રાહ્મણો

રહ્યા તેને બીજી પ્રજા આદેશી ઉર્ફે રાદેશી (રાજેશ્રી) તથા નાગદાહ મેવાડા બ્રાહ્મણો કહેવા લાગ્યા. રાદેશી એ ત્રિવેદી મેવાડાનું અંગ છે ને નાગદાહ એ પ્રથમથી છે. બંનેની હકીકત પ્રથમ આવી ગઇ છે.

ઉપરની મેવાડા બ્રાહ્મણોની જ્ઞાતીઓ જ્યાં સુધી મેવાડદેશમાં રહી ત્યાં સુધી તે જ્ઞાતીઓ અટંકી, શૂરી, સ્વધર્માભિમાની, સર્વ ગુણ સંપન્ન, નિતીમાન, ધર્મપરાયણ, સર્વ વિદ્યામાં કુશળ હતી. તેમ ગુજરાતમાં આવ્યા પછી પણ ઘણા વર્ષ સુધી તેવી હતી એમ કેટલાક મેવાડના જુના પુસ્તકો ઉપરથી તથા સાંભળવામાં આવેલી હકીકત ઉપરથી પણ ખાત્રી થાય છે. ભટ્ટ મેવાડા, ચતુર્વેદી મેવાડા, ત્રિવેદી મેવાડા. એ નામો વિદ્યાના લીધે પડેલા છે તે વાતની ખાત્રી થાય છે. કારણ કે હાલમાં પણ ભટ્ટ મેવાડા કરતાં ચોરાશી ઉર્ફે ચતુર્વેદી મેવાડામાં વિદ્યા બળ ઓછુ જણાય છે ને ચોરાશી મેવાડા કરતાં ત્રિવેદી ઉર્ફે ત્રવાડી મેવાડામાં વિદ્યા બળ ઓછું જણાય છે.

આ પુસ્તકમાં જે જે ઠેકાણે નાગ લોક તથા નાગદેવ તથા નાગકન્યા લખેલ છે તે પાતાળના દેવલોક તથા પાતાળની દેવકન્યા છે. પણ તે સર્પ લોક, સર્પ દેવ કે સર્પની કન્યા નહી. પાતાળના લોક દૈવી (દેવતાઇ) લોક છે ને તેઓ પોતાને જરૂર પડે તે વખતે પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરે છે. પ્રથમ નાગદેવ સર્પ રૂપે નાગકન્યા પાસે આવેલા તેમ નાગકન્યા પૃથ્વીમાં સમાઇ તે તેમની દૈવીપણાની શક્તિને લીધે છે. નાગકન્યાનું તથા નાગદેવનું મૂળ સ્વરૂપ મનુષ્યાકારનું છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંદમાં પાતાળના નાગ લોક વિશે વ્યાખ્યાન છે તથા પદ્મ પૂરાણમાં પણ નાગદેવનું વ્યાખ્યાન છે. તે ઉપરથી પ્રાતાળમાં રહેનારા નાગલોકો દૈવી હોવાથી પોતાની મરજી મુજબ રૂપ ધારણ કરતા તેથી તેમની

દૈવી શક્તિની ખાત્રી થાય છે. નાગકન્યા પોતાના પીતા સાથે પ્રથમ તથા પછી મૃત્યુલોકમાં આવેલ તે મનુષ્યાકારમાં આવેલ છે.

ગોરના ત્રણ પુત્રો પૈકી બે મ્હોટાએ નાગકન્યા વરવા સારૂ પ્રયત્ન કરેલો અને છેક ન્હાનો પુત્ર ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે વર્તી નાગકન્યાને વરેલો તે બાબતના ખરાપણાની અસલથી નીચે લખ્યા પ્રમાણે ત્રણે જ્ઞાતીના મેવાડા બ્રાહ્મણોમાં વર કન્યા પરણુતા પહેલાં ક્રીયા થાય છે તેથી ખાત્રી થાય છે.

ભટ્ટ મેવાડા તથા ચતુર્વેદી (ચોરાશી) મેવાડા બ્રાહ્મણોમાં વર કન્યા પરણુતા પેહેલાં ગોળ અથવા આટાના લોટનો નાગ કરી વર પાસે તેનું પુજન કરાવે છે. ત્રિવેદી ઉર્ફે ત્રવાડી મેવાડા બ્રાહ્મણોમાં વર કન્યા પરણુતા પેહેલાં કન્યાના ઘર આગળ પરણાવનાર ગોરની સમક્ષ વરને એક ખાટલામાં સુવાડી ઉપર વસ્ત્ર ઓઢાડી પછી કન્યાને તેણીનો મામો તેડી લેઇ આવે છે તે કન્યાને હાથે વર ઉપર થોડો ગોળ નંખાવે છે, ને પછી કન્યાને તેણીના પીતાના ઘરમાં લેઇ જાય છે. પછી વર ખાટલામાં બેઠો થઈ બેશી રહે છે તેને ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓ આવી દરેક સ્ત્રી ખાટલા ફરતી ચાર ફેરા ફરે છે ને વરને ફેરે ફેરે જારના શરીઆ અડાડે છે અથવા શરીરમાં ખોસે છે. ઉપરની ક્રિયા થયા પછી વરને કન્યાની મા પોંખી પછી કન્યાદાન આપે છે. ઉપરની ક્રિયા ઉપરથી મુળ વાતના ખરાપણાનો આધાર મળે છે.

ઉપરની મેવાડા બ્રાહ્મણોની ચારે જ્ઞાતીઓ જ્યારે મુસલમાન બાદશાહએ ચિત્તોડગઢ ઉપર પ્રતાપરાણાજીના વખતમાં ચઢાઇ કરી મેવાડ ઉજ્જડ કરી રાણાજીને હરાવ્યા. જેથી રાણાજીને મેવાડ છોડી કચ્છના રણમાં જવું પડયું તે વખતે ઉપરની બ્રાહ્મણ જ્ઞાતીઓએ

અગાઉની માફક પોતાનુ શૂરાપણું નહી બતાવતાં તથા રાણાજી સાથે નહીં જતાં છાનામાના ગુજરાતમાં મુસલમાની રાજ્યમાં આવી જુદે જુદે સ્થળે વશી, ત્રિવેદી ઉર્ફે ત્રવાડી મેવાડા બ્રહ્મણોના ગુજરાતમાં આવેલા મૂળ પુરૂષો મહાનંદ વીગેરે છે એમ સાંભળવામાં આવ્યું છે. જે વખતે ત્રિવેદી મેવાડા બ્રહ્મણો ગુજરાતમાં આવ્યા તે વખતે તેઓ ગુજરાતના એકજ ભાગમાં નહી વસતાં ગુજરાતના સાત ભાગમાં વસેલા છે. તે વાતની ખાત્રી હાલના રીત રીવાજોથી તથા હાલ તે ભાગોમાં વસ્તી છે તે ઉપરથી થાય છે. જે સાત ભાગમાં વશેલા તે સાત ભાગ અથવા દેશના નામ નીચે પ્રમાણે છે.

૧ દસકોસી. • ૨ બાવન. ૩ છત્રે. ૪ ચરોતર.
૫ વાંસવાડીઓ. ૬ મોડાશીઓ. ૭ માલપરો.

એ રીતે સાત દેશો છે. હાલમાં ઉપરના દેશો પૈકી છત્રે અને વાંસવાડીયા દેશ સીવાયના બીજા દેશોના ત્રિવેદી મેવાડા બ્રાહ્મણો કોઈ કોઇ વખતે ભોજન સારૂ પોતાની શક્તિ પ્રમાણે એકથી સાત દેશ સુધીના પોતાની જ્ઞાતીના લોકોને આમંત્રણ કરે છે. તેથી સાત દેશમાં પ્રથમ આવી વશેલાની ખાત્રી થાય છે.

વળી સાંભળવામાં આવ્યું છે કે અમદાવાદમાં મેવાડથી પ્રથમ ગુજરાતમાં આવેલા મૂળ પુરૂષો પૈકી માહાનંદનો વંશ છે.

આ પુસ્તકમાં આવી ગયેલી હકીકત ને મેવાડના જુના પુસ્તકોનો તથા ઉપરની ચારે જ્ઞાતીઓના સો વર્ષ ઉપરાંતની ઉમરના વૃદ્ધ પુરૂષોથી શ્રવણ કરેલી વાર્તાઓનો આધાર મળે છે તેમ સો વર્ષ ઉપરાંતની હાલની સ્થિતી તથા વિધા તથા લક્ષ્મી તથા રાજકાર્યમાં કુશળતા તથા રીત રીવાજો તથા ધર્મવૃત્તી જોતાં આધાર મળે છે જ્યોતિષ શાસ્ત્રમાં સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર મેવાડ બ્રાહ્મણો છે. તેમં

ત્રવાડી મેવાડા મુખ્ય છે. તેની ખાત્રી એ છે કે દર વિક્રમાદિત્યના બેસતા વર્ષના દીવસે જે સારો વંચાય છે તેના કર્ત્તા સાંભળવા પ્રમાણે ત્રવાડી મેવાડા વિદ્યાધર જોશી છે. વળી મંત્ર શાસ્ત્રમાં તથા દેવઉપાશકમાં મુખ્ય ત્રવાડી મેવાડા છે. તેનું કારણ સાંભળવા પ્રમાણે એ કે ગંગા લેહેરીના જે શ્લોક છે તેના કર્ત્તા ત્રવાડી મેવાડા ગંગા લેહેરી છે. વળી એમ પણ સાંભળ્યું છે કે ગંગાલેહેરીએ એક એક શ્લોક ભણી ગંગાજીને બાવન પગથીઆ સુધી ઉંચે બોલાવી શ્રીમંત ગાયકવાડ સરકારને બાવનમે પગથીએ સ્નાન કરાવ્યું હતું તથા નાગ-પંચમીને દીવસે નાગદેવને મંત્રથી બોલાવી શ્રીમંત ગાયકવાડ સરકારને નાગ પુજા કરાવી હતી જેથી શ્રીમંત ગાયકવાડ સરકારે બારે વર્ષાસન વંશપરંપરાનું બાંધી આપેલ છે. તેમ ગંગા લેહેરીના વંશમાં સતિ સ્ત્રી થયેલ છે. આ પણ ત્રવાડી મેવાડા બ્રાહ્મણોના મૂળ પુરૂષની વિદ્વતાની નિશાની છે. વળી હાલમાં પણ દેશી તથા ઈંગ્રેજી રાજ્યમાં મેવાડા બ્રાહ્મણોની ચારે જ્ઞાતીના વંશોને વર્શાસન મળે છે. તે પણ પૂર્વજોની વિદ્વતાની નીશાની છે. રાજેશ્રી મેવાડા એ એક ત્રવાડી મેવાડાનો ભાગ છે. હાલમાં મેવાડા બ્રાહ્મણો રાજકાર્યમાં તથા વિદ્યામાં કુશળ જણાય છે તે પણ તેમના પૂર્વજોની નિશાની છે.

